# નિવેદન

ડૉ રાધાકૃષ્ણનનું આ બીજું નામાંકિત વ્યાખ્યાન ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થાય છે, (પહેલું — 'ધિ રિલીજ્યન અનસીન' — 'જગતનો આવતી કાલનો ધર્મ', એ નામે થઈ ગયું છે) આ વ્યાખ્યાન તેઓશ્રીએ ૨૯ ૬ ૧૯૩૮ના રોજ, લંડનની બ્રિટિશ એકેડેમીમાં આપ્યું હતું, અને ૧૯૩૯ના અંતભાગમાં તે પુસ્તકાકારે બહાર પડ્યું હતું. ૧૯૪૦માં તે જોવામાં આવતાં મને થયું કે, તેને પણ ગુજરાતીમાં ઉતારવું જોઈએ પરંતુ એ કામ તરત કરી શકાય એમ નહોતું ને પછી ૧૯૪૨ ઑગસ્ટનો જેલવાસ આવ્યો એટલે ત્યારબાદ તે કામ હાથ ઉપર લીધું ડૉ રાધાકૃષ્ણને વિદ્યાપીઠને ખૂબ મમતાપૂર્વક તે કરવાની તરત પરવાનગી આપી અને મારી સૂચનાથી શ્રી ગોપાળદાસે તે કામ કરવાનું સ્વીકાર્યું. તેમણે તે ક્યારનું પૂરું પણ કર્યું હતું, પરંતુ સરકારી કાગળ નિયમન અને છાપખાનાની કામભીડને લીધે કેટલાક મહિના એમ ને એમ રહેવું પડ્યું અંતે એક જૂનો સંકલ્પ છ વર્ષે સુંદર રીતે પાર પડવાથી આનંદ થાય છે

બૌદ્ધ સાહિત્ય ગુજરાતીમાં ઉતારવાનું કામ ગૂજરાત વિદ્યાપીઠ તેના સ્થાપનાકાળથી કરતું આવ્યું છે, આજ સુધીમાં નવેક પુસ્તકો તેણે બહાર પાડ્યાં છે ભગવાન બુદ્ધ ઉપર આપણા દેશના સમર્થ વિદ્વાન અને તત્ત્વજ્ઞાની ફિલસૂફ સર સર્વપલ્લીનું આ વ્યાખ્યાન એ પરંપરામાં પરોવી શકાયું છે, એ ઉચિત જ છે અને તેથી જ મેં સર સર્વપલ્લીને આ ઉપરાંત કહ્યું કે, ચીનમાંના બૌદ્ધ ધર્મ પરનાં આપનાં વ્યાખ્યાનો પણ ગુજરાતીમાં ઉતારવાની રજા અમને આપો. એમણે કહ્યું છે કે, આ વ્યાખ્યાન પૂરું કરી એ લેવા માટે મને જરૂર લખજો એટલે હવે એ કામ પણ તેમની પરવાનગીથી હાથ ઉપર લેવા ધારું છું

બૌદ્ધધર્મ અને બુદ્ધ ભગવાન ઉપર અંગ્રેજીમાં ખૂબ લખાયું છે ને લખાય છે. એમની અસર યુરોપના વિચાર ઉપર ભારે છે, અને દિનસે દિનસે તે વધારે ઊંડી અને વ્યાપક બનતી જાય છે. પરંતુ આપણા દેશમાં એને વિષે બહુ જૂના વખતથી એક પ્રકારનો પૂર્વગ્રહ હતો; પરિણામે, હિંદુ સમાજે બુદ્ધ ભગવાનને અવતારપદ આપ્યું, છતાં રામ અને કૃષ્ણની પેઠે તેમને હિંદુ સમાજના એક લોકપુરુષ તરીકે ન જમાવ્યા. તેથી જ રામાયણ–મહાભારત પેઠે બુદ્ધચરિત આપણું એક લોકમાન્ય ગ્રંથ નથી બન્યું. આવી ટીકા શ્રી રાધાકૃષ્ણને એક જગાએ કરી છે, તે જોવા જેવી છે — "ઇસ્ટર્ન રીલિજિયન્સ એન્ડ વેસ્ટર્ન થોટ" — 'પૂર્વના ધર્મો અને પશ્ચિમની વિચારસૃષ્ટિ'* ગ્રંથમાં તે કહે છે —

"માનવ આત્માને પ્રેરણા આપનાર સામગ્રીમાં ગૌતમ બુદ્ધની સ્મૃતિ એક છે. આપણા કરોડો માનવબંધુઓ ઉપર એનો જબરો પ્રભાવ છે. કશુંક વધારે વીર્યવાન અને વધારે ઉન્નત કરનારી એની મંગળની પ્રેરણાશક્તિ અમાપ છે. માનવ આત્માને વિશુદ્ધ કરવામાં તથા તેના સામાજિક સંબંધોમાં માનવતા આણવામાં તેણે જે ભાગ આપ્યો છે, એ ધ્યાન ખેંચે તેવો છે. આમ છતાં, એ મહાત્માની સ્મૃતિને ભૂંસી નાખવા—એમની અસર ધોઈ કાઢવા માટે પ્રયત્નો થાય છે. તે કરનાર સાધુઓ [illegible] છે, અને પોતાના [illegible] એને ખૂબ ચાહે છે, એમાં શંકા નથી. પરંતુ તે બધું તેમના પૂર્વગ્રહ કે દયાપાત્ર અજ્ઞાનને આભારી છે

* આ પુસ્તક ૧૯૩૯માં બહાર પડ્યું છે. તેમાં તેમણે ઓક્સફર્ડમાં 'સ્પોલ્ડીંગ પ્રોફેસર' તરીકે આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ છે. ઉપનિષદનું વ્યાખ્યાન [illegible] અને [illegible] પશ્ચિમની વિચારસરણી ઉપર કેટલું બધું અસરકારક રહ્યું છે, એ વસ્તુ તેમણે તેમાં આશ્ચર્યકારક વિદ્વત્તાથી પ્રતિપાદિત કરી છે.

એમ આપણે ન્હી શકીએ જાણ્યેઅજાણ્યે, મધ્યયુગના હિંદુ લેખકોએ પણ આ મહાત્માની સ્મૃતિને તેમના જ વતનમાંથી ભૂસી કાઢવા માટે બન્યુ એટલું બધું કર્યું છે આજે પણ બુદ્ધના મહાભિનિષ્ક્રમણની કથા હિંદમાં વેરેઘેર ચાલતી એમ માલ મ્થા નથી હિંદનો ખેડૂત આ મહાન ગુરુ વિશે લગભગ નહીંજ જાણતો નથી ”

પરંતુ આજે સ્થિતિ જુદી છે જૂનો પૂર્વગ્રહ હવે રહ્યો ન જોઈએ જો કે રામ અને કૃષ્ણની પેઠે મ ર અને તેની પૂજાનો વિષય બુદ્ધને કરી શકીએ એવો જમાનો આજે નથી એને માટે ‘એપિ-’ – મહાકાવ્ય કરવાની આરતજ ન્હાય આપણી પાસે ન્હી નથી આજે ધર્મસગઠન અને પ્રચારની રીતો પણ જુદી થઈ ગઈ છે આજે કોઈ રાજપુરુષ કે લેનિન, હિટલર અને ચર્ચિલ જેવા રાષ્ટ્રમુખત્યારોને ન્હાય એવો ભાવ અર્પવા માટે લોકમાનસ તૈયાર હોય અને તેને માટે પ્રચારયુક્તિઓ યોજાઈ પણ છે પરંતુ ના યશસ્વિ ત્યા પણ આજે એ જૂની રીતે ચગી નથી શકતી આજે ધર્મ અને જીવન વિશે તત્ત્વવિચાર જુદી રીતે ખેડાય છે ધર્મ વિશે આજે ચોગરદમ અમુક પ્રકારની નાસ્તિકતાનો સ્થાયી ભાવ વ્યાપ્યો લાગે છે ખાસ કરીને નવા ભણતર વાળા લોકોને માટે આ વિશેષ સાચુ છે એવાને માટે બુદ્ધ ભગવાનનો સંદેશો ખાસ પ્રેરક બને એવો છે

નાસ્તિકતાનો લૌકિક અર્થ એવો છે કે, ધર્મપંથના ચાલતા વિધિનિષેધો અને ક્રિયાકાંડ પરત્વે નાસ્તિક બુદ્ધિ જે જમાનામાં આ બધું એટલું બધુ ગાડરિયુ બની જાય છે કે તેમાંથી તેનું ઉત્તતકારી ધર્મતત્ત્વ જતું રહે, અને સાપ ગયા પછીના લિસોટા જ રહી જાય, તેવા જમાનામાં આવી ટીકાખોર ને શંકાજન્ય નાસ્તિકતા પોતે જ અમુક ધર્મસ્વરૂપ પકડે છે એટલે કે, એ નાસ્તિક બુદ્ધિ સાચા ધર્મના આત્માની ખોજ સૂચવતી હોય છે આમ સાચી જિજ્ઞાસા ચાલુ ધર્મ

જડતા વિરે નાસ્તિક બનીને જાગે છે જાગૃત છવતનાની આ તો નિશાની છે બુદ્ધ ભગવાને એમના કાળમા એનો ઝડો ઉઠાવ્યો હતો તેથી તેમની અપીલ સુધાગયુગને માટે સનાતન શક્તિવાળી છે તેથી જ બુદ્ધ અને એમનુ તત્ત્વજ્ઞાન ઉત્તરોત્તર વધારે કદર પામતુ જાય છે

ધર્મની બાબતમા સમાજમા એવી જડતા આવવી એ સામાન્ય નિના લાગે છે જડતાના અધ ારના એના નાળમા આગળ જવાને માટે ગમે તેવો તો પણ પ્રજ્ઞા દીવો જ નામ દે છે ભગવાન બુદ્ધ તો પ્રજ્ઞા સૂર્ય હતા પ્રજ્ઞા પારમિતાના તે પરમ એક સાધક હતા કહેવાય છે કે, આપણો જમાનો શ્રદ્ધા કરતા બુદ્ધિ પર વિશેષ છે એટલે કે, પ્રજ્ઞા પારમિતા જ એને ફાવે, અને તેને જોઈએ પણ તે તેથી બુદ્ધ ભગવાન આજના યુગગુરુ બની શકે એવી જ સાધનાવાળા જગતના બીજા મહાપુરુષોમા સૉક્રેટિસ હતા જેમણે ગાધીજીને એક પરમ સત્યાગ્રહી રીતનુ દૃષ્ટાન્ત પૂરુ પાડ્યુ છે

એટલે આજે દાચ આપણે બુદ્ધ ધ્યાને એક નોખ્યા જેવી ન નરી શકીએ તેમ કરવાને જરૂર પણ નથી પરંતુ આપણા દેશમા મધ્યયુગથી બુદ્ધ વિરે જે અધારપ દો નખાતો આવ્યો છે એ તો ઉઠાવવો જોઈએ આ નામ જો રાધાકૃષ્ણને ઉમ ા રીતે કર્યુ છે અને તેમા નમણે મૌલિકતા પગ મનાવી છે

ગૌતમ બુદ્ધે અને તેમના ધર્મ સામે મુખ્ય બે બાબતામા આપણા દેશમા વાધો પડ્યો લાગે છે (૧) બુદ્ધે પ્રાચીન આમ ગ્રથોની બાબતના પૂજ્યભાવ અને પ્રમાણબુદ્ધિ ગણ્યા વગર, સ્વતત્રપણે પોતાના અનુભવ અને ધમદૃષ્ટિ રજૂ ક્યા, કે જેને લઈને બારે સામાજિક વિચારભેદ જાગ્યુ (૨) બુદ્ધ ભગવાનની ફિલસૂફીમા જે નિર્વાણ અને નાસ્તિકતાની નમગ્રાયમના હતી તે ચાલ સાધારણ તત્ત્વજ્ઞાન પર પગ સામી ન શકી

અને કેવળ પ્રજ્ઞાબળ તથા વિવેકવૈરાગ્ય પર વૌદ્ધિક ધર્માચરણની રચના નથી નભતી સમાજમાનસની આ ખાસિયત પણ બુદ્ધના ઉપદેશને લોકગત થવામાં આડે આવી હોય શ્રમણ સંસ્કૃતિને તેથી જ બ્રાહ્મણ સંસ્કૃતિ આગળ માગ મૂકવો પડ્યો, એમ કહી શકાય *

---

* ૧૯મા અને વીસમા સૈકામાં 'હિંદુ ધર્મનું પુનરુત્થાન' એ વિષેના પોતાના પુસ્તકમાં શ્રી રાધાકૃષ્ણનનું જીવન અને કાર્ય ચર્ચતી વેળા શ્રી કર્મા આ જ પ્રશ્ન બાબત શ્રી રાધાકૃષ્ણનનું મંતવ્ય રજૂ કરીને તેના સમર્થનમાં જણાવે છે કે, "જો બૌદ્ધધર્મ બુદ્ધના આ સીધાસાદા આચારાત્મક ઉપદેશ આગળ જ થોભ્યો હોત, અર્થાત્ લોકોનું ધ્યાન સૂક્ષ્મ તાત્ત્વિક ચર્ચાઓ અને વૈદિક યજ્ઞ કર્મમાંથી ખસેડી, પુરુષાર્થી નૈતિક જીવન દ્વારા શાંતિ અને સુખ પ્રાપ્ત કરવાના વ્યવહારુ માર્ગ પ્રત્યે ખેંચવા સુધી જ ગયો હોત, તો તો તે ઉપનિષદોના આધ્યાત્મિક જ્ઞાનોપદેશની ઉપયોગી પુરવણીરૂપ નીવડ્યો હોત, અને ધીરે ધીરે તેનો વૈદિક પરંપરામાં સમાવેશ થઈ ગયો હોત પરિણામે, આપણે ઈ સ પૂર્વે છઠ્ઠા સૈકામાં થયેલા બૌદ્ધ ધર્મના ઉદયને હિંદુધર્મનું જ બીજું પુનરુત્થાન માનતા હોત, જેમ ઉપનિષદોનો કાળ એ પ્રમાણે હિંદુધર્મના પ્રથમ પુનરુત્થાનરૂપ છે પરંતુ એમ બનવા સર્જાયું ન હતું મૂળ હિંદુધર્મ, અને એ સુધાર પંથ વચ્ચે જે આ જોડ વિચ્છેદ પડી ગયો, તે બુદ્ધના પોતાના સીધા ઉપદેશનું પરિણામ હતો કે પછીના કાળમાં બુદ્ધના અનુયાયીઓએ તે ઉપદેશને જે વિપરીત સ્વરૂપ આપ્યું તેનું પરિણામ હતો, તે આપણે નક્કી કરી શકીએ તેવી સ્થિતિમાં નથી એવું જરૂર બનવા જોગ છે કે, તાત્ત્વિક પ્રશ્નોની બાબતમાં બુદ્ધના મૌનનો લાભ લઈને તેમના પછીના કાળના અનુયાયીઓએ તે પ્રશ્નોના પોતાના જ જવાબોને બુદ્ધના આચારાત્મક ઉપદેશમાં ઉમેરી દીધા તે ગમે તેમ હો, પરંતુ વખત જતાં બૌદ્ધસંઘે કેટલાક એવા સિદ્ધાંતો વિકસાવ્યા કે જે ઉપનિષદોના સિદ્ધાંતોથી છેક વિપરીત સ્વરૂપના જ હતા તેમાંના અનિત્ય, અનાત્મા, અને નિર્વાણને લગતા સિદ્ધાંતો એ ખાસ અગત્યના સિદ્ધાંતો હતા આમ, બુદ્ધે કરેલી વેદપ્રામાણ્યની અવગણના, તથા તેમણે સ્થાપેલા જુદા ધાર્મિક સંઘને કારણે હિંદુધર્મ અને બૌદ્ધધર્મ એ બેની વચ્ચે જે આંતરિક વિચ્છેદ ક્યારનો મોજૂદ હતો, તેને આ બાબતે સારી પેઠે વધારી મૂક્યો ઉપરાંત, એ નકારાત્મક સિદ્ધાંતોને કારણે બૌદ્ધ

આ ઉપરાંત શંકર આદિ આર્ય તત્ત્વજ્ઞાનીઓએ બૌદ્ધ અનાત્મવાદ, શૂન્યવાદ, ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ વગેરે પર ભારે હોડ પાડ્યો. તેમાં તેમણે ઉપરથી લાગતા નાસ્તિકવાદને વધારે પડતો પ્રમાણી તેને ઉચ્છેદવાદ કહી માર્યો. કોઈ મહાપુરુષ માત્ર એવા ઉચ્છેદ ઉપર મહાન થઈ શકે

---

સાધનામાર્ગ પણ કઠોર, અને આનંદરહિત એવો આત્મવિનાશનો માર્ગ બની રહ્યો. દુ:ખના નિરાકરણનો બૌદ્ધધર્મે નિરૂપેલો ઉપાય સંન્યાસમાર્ગી ઉપાય છે. દરેકે જગત છોડીને નિર્વાણ પ્રાપ્ત કરવા માટે સંન્યાસી થવું જ જોઈએ. પરંતુ આવું સંન્યાસ અને ધ્યાનપરાયણ જીવન તો તે માટે જોઈતી લાયકાતોવાળા બહુ થોડાઓ માટે જ સંભવી શકે, સૌ કોઈ માટે તે શક્ય નથી. થોડા ઘણા વીણી કાઢેલા વર્ગને પણ એ સિદ્ધાંત શીખવવો નકામો છે, તો પછી નાનામોટા, સૌને એ સિદ્ધાંત શીખવવો એટલું જ નહીં, પણ તે સિદ્ધાંતની ભૂમિકા ઉપર વ્યવસ્થિત સંઘ રચવો, એ વસ્તુ સમાજને માટે ભારે ગંભીર પરિણામો લાવનારી બને. પરિણામે, સનાતન ધર્મના આગેવાનો બૌદ્ધધર્મને અધર્મ, તેમજ સમાજવિરોધી બળ માનવા લાગ્યા. એમાં કાંઈ નવાઈ નથી.

"ઘણી વાર એમ કહેવામાં આવે છે કે, બ્રાહ્મણોએ બુદ્ધના ઉપદેશનો વિરોધ કર્યો તેનું કારણ એ હતું કે, બુદ્ધે બ્રાહ્મણોની સર્વોપરિતા, અને વૈદિક ક્રિયાકાંડ કે જે તેમને આવકના મુખ્ય સાધનરૂપ હતો, તેનો વિરોધ કર્યો હતો. પરંતુ તે દિવસોમાં પણ બધા જ બ્રાહ્મણો કંઈ યજ્ઞ પુરોહિતો ન હતા, અને એવા બધા ક્રિયાકાંડ કરાવનારા પુરોહિતો કંઈ હમેશાં સમાજના ધર્મવિચારના નાયકો ન હતા. ઉપનિષદોમાં ધાર્મિક પ્રશ્નોના ઉકેલ આપનારા તરીકે દેખા દેતી વ્યક્તિઓ યાજ્ઞિક કે પુરોહિતો નથી. તેમજ ઘણી વાર ગુરુનું સ્થાન બ્રાહ્મણોને બદલે ક્ષત્રિયો જ લેતા હોય છે.

"વળી એમ પણ કહેવામાં આવે છે કે, બ્રાહ્મણોએ બુદ્ધના ઉપદેશોનો વિરોધ કર્યો તેનું કારણ એ હતું કે, તેમણે નાતજાતના વર્ણવિભાગનો વિરોધ કર્યો હતો. પરંતુ બુદ્ધે ગૃહસ્થવર્ગ માટે નાતજાતનો વિભાગ ભૂંસી નાખ્યા ન હતો. તેમણે તો સંસારનો ત્યાગ કરી, સાધુ બની ભિક્ષુસંઘમાં જોડાનારાઓ માટે નાતજાતનો વિભાગ રદ કર્યો હતો. હિંદુ સિદ્ધાંત પ્રમાણે પણ જગત છોડી સંન્યાસી થનાર નાતજાતના વિભાગોથી પર બને છે.

ખરો? પરંતુ તેઓ કદાચ એમના પોતાના ઉપરના લૌકિક પૂર્વગ્રહને લક્ષમાં લઈને વર્ત્યા. નહિ તો તેઓ જાણત કે બુદ્ધનું કાર્ય ચાલુ આર્ય પરંપરામાં જ છે, અને એમના તત્ત્વને તથા બોધને સમન્વય અને સુધારાની નજરે ચર્ચીને અપનાવત અથવા કદાચ તે કાળે તત્ત્વજ્ઞાનમાં એવી કાંઈક જરૂર લાગતી હતી કે જેથી કરીને જૈન સરખા ભેદ પર ખંડન મંડનના હથોડા લઈને જ ફરી વળવું જોઈએ એ ગમે તે હોય, હિંદુ સમાજે આવાં કાંઈક કારણોથી બૌદ્ધ જીવનદૃષ્ટિ અને તત્ત્વવિચારને પોતાથી વેગળો રાખ્યો હોય, એમ લાગે છે હવે એમ ચાલુ રાખવા જરૂરી નથી વેદપ્રામાણ્ય ન માનનારને હિંદુધર્મપરંપરામાંથી છૂટા માનવો એ ટૂંકી નજર છે બાકી, બૌદ્ધ, જૈન, તેમ જ શીખ એ સર્વ એ જ એક મોટી પરંપરાના તે તે કાળે જન્મેલા સુધારક આર્યધર્મના હિંદુ પંથો છે સર રાધાકૃષ્ણન આ વસ્તુ તેમનાં લખાણોમાં જેવી સ્પષ્ટ કરે છે તેવી બીજા કોઈએ ભાગ્યે કરી હોય તે કહે છે,

> "બુદ્ધના ધર્મતત્ત્વમાં એવું કાંઈ નથી કે જેનો હિંદુ વિચાર જોડે મેળ બેસાડી ન શકાય હિંદુધર્મમાં બુદ્ધ અમુક સુધારો દાખલ કરવા ઇચ્છતા હતા, છતાં જીવનભર અને મરણપર્યંત એમની માન્યતા એ જ હતી કે પોતે પ્રાચીન આર્યમાર્ગનો જ સિદ્ધાંત

---

"અર્થાત્ આવા કોઈ સ્વાર્થપ્રેરિત હેતુઓથી હિંદુ તેમજ બૌદ્ધધર્મ વચ્ચે વિચ્છેદ પાડવામાં આવ્યો હતો, એવું હરગિજ નથી ખરું કારણ તો એ છે કે, બૌદ્ધ સિદ્ધાંતે નિરૂપેલો જડ તત્ત્વ અને જીવાત્માવિષયક કોઈ પણ પ્રકારની તાત્ત્વિક સ્થિરતા વિનાનો સતત પરિણામશીલતાનો ક્ષણભંગુર વાદ, નિર્વાણ એટલે તદ્દન લુપ્ત થઈ જવું એવો તેણે કરેલો ઉચ્છેદવાદી અર્થ, વૈદિક પ્રામાણ્યને સ્થાને તેણે કરેલી તર્કબુદ્ધિની સ્થાપના, ભિક્ષુજીવન ઉપર તેણે મૂકેલો વધારે પડતો ભાર, અને ઈશ્વર પૂજન અથવા કોઈ પ્રકારની ઈશ્વરપ્રપન્નતાના કોમળ ભાવના વિનાનો કઠોર સાધનામાર્ગ—આ બધી બાબતો એ બે ધર્મો વચ્ચે તડજોડ થવામાં ન ઓળંગી શકાય તેવી મુશ્કેલીઓરૂપ નીવડી હતી"

પુનઃ સ્થાપિત કરતા હતા. પોતે નવો ધર્મ સ્થાપે છે એમ તે પોતાને વિષે માનતા નહોતા."

અને હિંદુ દાર્શનિકોએ બૌદ્ધ તત્ત્વજ્ઞાનને શૂન્યવાદી અને નાસ્તિક કહી જે વખોડ્યું છે, તેનો પણ અચોટ જવાબ ડૉ. રાધાકૃષ્ણન આ વ્યાખ્યાનમાં આપે છે અને એ મંતવ્ય એમણે પોતાના બીજાં લખાણોમાં પણ રજૂ કર્યું છે. તે કહે છે કે, બુદ્ધની ધર્મદૃષ્ટિમાં જે તત્ત્વજ્ઞાન રહેલું છે તે કાંઈ ઉપનિષદીય તત્ત્વજ્ઞાનથી નોખું નથી, બલ્કે, એ જ તત્ત્વજ્ઞાનનો પૂર્વ ભાગ ઉપનિષદો છે, જે પરથી બુદ્ધ પોતાના ઉપદેશમાં ખીલવે છે. ઉપનિષદો અમુક થોડાક જ લોક માટે હતા, બુદ્ધ એક લોકગુરુ હતા, લોકની ભાષામાં તેમણે કામ કર્યું. લોકનું પ્રત્યક્ષ દુઃખ જોઈ તેનું ઓસડ તેમને સમજાય એવી દલીલથી તેમણે બતાવ્યું. આમ, બુદ્ધે પોતાના ધર્મ અનુભવના રહસ્યને લોકગત કરવાને માટે પ્રયત્ન કર્યો "ઇતિહાસક્રમમાં બૌદ્ધધર્મનો અર્થ એ છે કે, તેણે ઉપનિષદીય, તત્ત્વસિદ્ધાંતોને લોકોમાં ફેલાવ્યા અને એમ કરીને તેણે એક એવો જીવંત વારસો આપ્યો કે જે આજસુધી આપણે માણીએ છીએ."

કહેવાય છે કે, મહાન ધર્મપ્રવર્તકોના સૌથી મોટા મારક કોઈ હોય તો તે એમના અનુયાયીઓ જ હોય કે થાય છે. બુદ્ધ ભગવાનને માટે પણ આમ જ કેમ ન બન્યું હોય? તેમના નિર્વાણ બાદ જે સંઘ અને તેના દ્વારા જે ધર્મતંત્ર ઉત્પન્ન થયું, એમાંથી જ પેલી ફાટ કેમ ન જન્મી હોય? ગૌતમ 'બુદ્ધ' થયા ખરા, પણ તે કાંઈ "બૌદ્ધ" નહોતા, તે તો આર્ય અથવા હિંદુ જ હતા. જેમ ઈશુખ્રિસ્ત એક સાચા યહૂદી હતા અને 'ખ્રિસ્તી' તો ત્યાર પછી બીજા લોકો થયા.

આજે આપણો જમાનો સંગઠિત ધર્મતંત્રોનો મહિમા ગાનારો કે તેમની ઝાઝી જરૂર માનનારો નથી. તે આજે જગતના દરેક મહાપુરુષને મૂળ રૂપે જોવા અને આરાધવા માગે છે. સંગઠિત ધર્મોએ પણ જો

પોતાનો કાંઈ ઉપયોગ રાખવો હોય તો આ દષ્ટિએ પોતાનું સંશોધન અને સમાર્જન કરવું જોઈએ. એમ જો બધા ધર્મો કરે, તો જ આજે વિજ્ઞાન અને અર્થદષ્ટિએ કેળવણી અને જગતમા જે નરી અંધતા આણી છે તેમાથી તેમને ઉગારી શકે. વિજ્ઞાન અને અર્થના વાદો આજે ધર્મના સિંહાસનો પચાવી પડ્યા છે ત્યાથી તેમને સ્થાને એમને પધરાવવા જોઈએ. તે કામ આજે કરવાનું છે શ્રી રાધાકૃષ્ણન એ કામ ગૌતમ બુદ્ધને અંગે આ વ્યાખ્યાનદ્વારા કરે છે. નાનકડી આ ચોપડીની મર્યાદામા તે બુદ્ધ અંગેની બધી બાબતોનો નિચોડ આપી દે છે, અને એ મહાપુરુષની અમર મહત્તા સચોટ રૂપે બતાવે છે. વ્યાખ્યાન માળાનુ નામ 'માસ્ટર માઈન્ડ'—(મહા પ્રજ્ઞ) વ્યાખ્યાનમાળા એવુ છે. તેમા યુરોપના અનેક મહાપુરુષો ઉપર ત્યાના વિદ્વાનો પાસે વ્યાખ્યાનો અપાયા છે બ્રિટિશ એકેડેમીએ સર સર્વપલ્લીને વ્યાખ્યાન માટે નોતર્યા, અને તેમણે ગૌતમ બુદ્ધને એ માટે યોગ્ય મહા પ્રજ્ઞ ગણ્યા એ એવી રીતે યોગ્ય છે એમા કોઈને શકા નથી સર સર્વપલ્લીએ એ યોગ્યતાને પોતાની અદ્વિતીય ફિલસૂફિક સૂક્ષ્મદષ્ટિથી રજૂઆત કરી તે સાભળી સર ફ્રાન્સિસ યગ હસ્બન્ડ જેવા વિદ્વાને કહ્યુ, "હિંદની ફિલસૂફી અને ધર્મ પશ્ચિમને સમજાવવામા રાધાકૃષ્ણનને કોઈ આટે એમ નથી તે પોતે એક ફિલસૂફ છે, ઊંડી ધર્મભાવનાવાળા છે, ઉપરાત એમની પાસે વાચાની સાચી છટાશક્તિ છે બ્રિટિશ એકેડેમીની 'મહા પ્રજ્ઞ' વ્યાખ્યાનમાળામા એમણે બુદ્ધ પર પોતાનુ વ્યાખ્યાન આપ્યુ ત્યારે જોવામા આવ્યુ કે તેઓ પોતે પણ એક 'મહા પ્રજ્ઞ'—'માસ્ટર માઈન્ડ' છે આ દેશના આગળ પડતા વિદ્વાનો તથા ફિલસૂફોની સભામા, વગર ટાચણે અને વગર ધડકયે, અસ્ખલિત એમણે પોતાનુ વ્યાખ્યાન કર્યું, તે સાભળી સભા મંત્રમુગ્ધ થઈ ગઈ, અને નહિ કે બુદ્ધધર્મ પરંતુ હિંદુ ધર્મ પણ શુ છે એનો ચિતાર આપણને ઇગ્લડના લોકને સચોટ રીતે મળ્યો તે ઉપરાત, એમની સ્પષ્ટ સૂક્ષ્મબુદ્ધિ, એમની ઉઘાડી જોવામા

આવતી આધ્યાત્મિકતા, અને એમનું આખું વ્યક્તિત્વ ને છટા—એ બધાથી તેમણે એના શ્રોતાઓ ઉપર કાયમી છાપ પાડી, કે જેઓ તે છાપ મેળવવા માટે સૌથી લાયક અધિકારીઓ સુધી તેને પહોંચાડી શકે ''

આ વ્યાખ્યાનની કીર્તિથી તેમને બીજે વર્ષે બ્રિટિશ એકેડેમીના 'ફેલો'—સભ્ય તરીકે ચૂંટવામાં આવ્યા. આ માન મેળવનાર તે પ્રથમ હિંદી છે

સર સર્વપલ્લીના જીવનચરિત્રની રૂપરેખા અહીં આપવી જોઈએ વાચકને તે "જગતનો આવતી કાલનો પુરુષ" એ એમના પુસ્તકના પ્રારંભે નિવેદનથી મળશે. જિજ્ઞાસુ વાચકે તે ત્યાં જોવી જોઈએ.

છેવટે બે બોલ આ અનુવાદ વિષે. ભાઈ ગોપાળદાસ ધર્મગ્રંથોના ઊંડા અભ્યાસી છે. બૌદ્ધધર્મ વિષે તેમણે સારી પેઠે વાંચ્યું અને વિચાર્યું છે. આ અનુવાદ માટે યોગ્ય શબ્દો મેળવવા મૂળ પાલિગ્રંથો તેમણે જોયા છે, જેથી તેમનો આ શ્રેષ્ઠ અનુવાદનો અનુવાદ ન થઈ બેસે. વસ્તુ સમજવા જરૂરી ટિપ્પણો ઉમેરવામાં આવ્યાં છે, અને મૂળ વ્યાખ્યાનના ખંડોને પ્રકરણવાર ગોઠવી તેમનાં નામ પણ ઉમેરી, ક્રમવાર ટીપો નાખી છે. આ બધાથી આ ચોપડી વાચકને ને અભ્યાસીને સારી મદદરૂપ થશે

ચોપડી 'શ્રી રવાનાઈ પરેન સ્મારકમાળા' માં પ્રસિદ્ધ થાય છે. આ માળાનો ઉદ્દેશ સર્વધર્મસમભાવની દૃષ્ટિએ ધર્મસાહિત્ય તથા ધર્મબુદ્ધિથી લખેલું કોઈ પણ જીવન સાહિત્ય પ્રગટ કરવાનો છે આ પુસ્તક તેમાં શોભે એવું છે. આ અગાઉ પ્રસિદ્ધ થયેલાં બે પુસ્તકો આ ચોપડીને અંતે નોંધ્યાં છે. આ પુસ્તક ગુજરાતમાં તેને ઘટતો આવકાર પામશે એવી આશા છે.

૧૩-૧૨-'૪૧ મગનભાઈ દેસાઈ



# અનુક્રમ

❧

## જીવન-કથા

ગૌતમ બુદ્ધ એક વિશ્વપુરુષ

આ વ્યાખ્યાનમાળામાં અત્યાર આગમચ કળા, વિજ્ઞાન, ફિલસૂફી અને સાહિત્યના ઇતિહાસમાં અમર થયેલી અનેક વ્યક્તિઓ વિષે વ્યાખ્યાનો અપાઈ ચૂકયાં છે. પરંતુ તે બધી વ્યક્તિઓ પાશ્ચાત્ય દેશોની હતી. બુદ્ધ ગૌતમ એ તો પૂર્વ તરફના મહાપુરુષ ગણાય. માણસજાતના આચાર અને વિચાર ઉપર પડેલી અસરની દૃષ્ટિએ તુલના કરીએ, તો તેમનુ સ્થાન બીજા કોઈથી ઊતરતા દરજ્જાનુ નથી, અને વ્યાપકતા તથા ઊંડાણની બાબતમાં બીજા ધર્મો કરતાં ભાગ્યે ઓછા કહી શકાય એવા એક ધર્મના સંસ્થાપક તરીકે સૌ કોઈના તે પૂજ્ય છે. આખા જગતના તત્ત્વવિચારના ઇતિહાસમાં તે અંકાયેલા છે; તથા તમામ સંસ્કારી લોકોને માટે તેમણે સર્વ-સાધારણ વારસો મૂકયો છે. વિચાર-નિષ્ઠા, આચાર-પરાયણતા અને આધ્યાત્મિક સાક્ષાત્કારની દૃષ્ટિએ વિચારીએ, તો વિના શંકાએ તે ઇતિહાસની સૌથી મહાન વ્યક્તિઓમાંના એક છે.

તેમની ઐતિહાસિકતા

જોકે તેમની ઐતિહાસિકતા બાબત શંકા ઉઠાવવામાં આવી છે,[1] પરંતુ આજે તો (કોઈ હોય તોયે) ભાગ્યે એવા ગણ્યાગાંઠ્યા પ્રમાણભૂત વિદ્વાનો હશે, જેઓ શંકા ઉઠાવતા હશે

---

૧. જુઓ પ્રો. સેનારનુ Essai sur la legende Buddha, (૧૮૭૫).

કે, બુદ્ધ ગૌતમ એક ઐતિહાસિક પુરુષ હતા કે કેમ? એમનો સમય નિશ્ચિત કરી શકાય છે, એમના જીવનચરિત્રની રૂપરેખા પણ આંકી શકાય છે, તથા ધર્મતત્ત્વને લગતા કેટલાક મૂળભૂત પ્રશ્નોની બાબતમાં એમનો ઉપદેશ પૂરતી કહી શકાય તેટલી ચોક્કસતા સાથે જાણી શકાય છે. બૌદ્ધ ધર્મસાહિત્યના શરૂઆતના ગ્રંથોના કેટલાક ભાગો એવા છે કે જેમાં બુદ્ધ-ગુરુના જાતે દર્શન કર્યાં હોય, તથા તેમનો ઉપદેશ કાને સાંભળ્યો હોય તેવા લોકોએ યાદ રાખેલી બાબતો સંઘરાયેલી છે એ બાબતની વિગતવાર સાબિતી આપવાની ખટપટમાં હું અહીં ઊતરતો નથી.[1] તે જમાનામાં લેખનકળા બહુ પ્રચારમાં ન હતી, તેથી આજે છે તે કરતાં તે વખતના લોકોની યાદદાસ્ત વધુ ચોક્કસ તથા તીવ્ર હતી એનો પુરાવો એથી પણ વધુ પ્રાચીન સમયના ગ્રંથ ઋગ્વેદમાં આપણને મળી રહે છે માણસોની સ્મૃતિમાં જ સંઘરાઈને ચાલ્યા આવેલા તે ગ્રંથમાં, પછીના સમયમાં (લખાયેલા) ઘણા ગ્રંથો કરતાં પણ ઓછે પાઠફેર જોવા મળે છે.[2] જોકે બૌદ્ધ ગ્રંથો ઉપર પછીના સમયમાં ઘણા હાથ ફરી ગયા છે, છતાં તે ધર્મના મૂળ સંસ્થાપકના યાદ રાખવાને યોગ્ય શબ્દો કે કૃત્યો આપણને

૧ આ સ્થળે ગ્રંથકર્તાએ આપેલી લાંબી નોંધ માટે જુઓ પુસ્તકને અંતે ૭૧ પાનની સંખ્યાના અનુક્રમે નોંધ

૨ પ્રો મૅક્ડોનલ લખે છે —“વૈદિક પરંપરાનો સારભાગ, કે જેનો ઋગ્વેદ ગ્રંથ પ્રતિનિધિ છે, તે ઈ સ પૂ ૧૦૦૦ કરતાં તો ઓછા નહીં જ એટલા પ્રાચીન સમયથી, મોટા પ્રમાણની નિશ્ચિતતા તથા શબ્દશુદ્ધિની ભારે ચીવટ સાથે જાળવાઈને આપણા સમય સુધી ચાલ્યો આવ્યો છે ’ [ એ હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર ’ (૧૯૦૦) પા ૪૬૭ ]

કંઈક ચોક્કસ સ્વરૂપે જાણવા મળે છે. તેમની જીવન કથામાં પડેલી અલંકારયુક્ત ચમત્કારિક ઘટનાઓ તથા ઐતિહાસિક અહીં એવાં વર્ણનો, જેવાકે ગૌતમના જન્મ વખતે થયેલા ચમત્કારો વગેરે તો તે વખતના પ્રાચીન અનુયાયીઓના મન ઉપર બુદ્ધગુરુના વ્યક્તિત્વે પાડેલી અસરનુ પરિણામ કહેવાય તે બધા વિવેચક હોવા કરતા ભક્ત વધુ પ્રમાણમા હતા તેમ છતા બુદ્ધના જીવનની અગત્યની ઘટનાઓ, તેમજ તે જે જમાનામા વિહરતા હતા તેનુ ચિત્ર, તથા તેમના ઉપદેશનુ શરૂઆતનુ સ્વરૂપ – એ બધી બાબતમા પાલિ ધર્મગ્રંથો, સિલોનના તવારીખ ગ્રંથો, અને સંસ્કૃત ભાષામા લખાયેલા બૌદ્ધ ગ્રંથોની[1] વચ્ચે મૂળગત સમાનતા છે

તેમના બાળપણ અને જુવાનીને લગતી કથાઓ નિ શ ક પૌરાણિક ઢબની છે, પરંતુ તેમના કુળને લગતી પરંપરાગત હકીકતો ઉપર અવિશ્વાસ કરવાનુ કાંઈ કારણ નથી. નેપાળની સરહદ ઉપર આવેલા કપિલવસ્તુ ગામમા, શાક્ય નામે ઓળખાતા ક્ષત્રિયના કુળમા શુદ્ધોદનના પુત્ર તરીકે તે ઈ. સ. પૂ ૫૬૩મા જન્મ્યા હતા [2] સમ્રાટ અશોકે પછીના સમયમા તે સ્થળે એક સ્તંભ ઊભો

જન્મ

---

૧. જુઓ પુસ્તકને અંતે આ પાન ઉપરની નોંધ

૨ તે ૮૦ વર્ષની ઉંમરે મરણ પામ્યા હતા એ બાબતમા બધી પરંપરાઓ એકમત છે તેમના મરણનુ વર્ષ ઈ સ પૂ ૪૮૩ ઠરાવવામા આવ્યુ છે વિન્સેન્ટ સ્મિથ એમ માને છે કે બુદ્ધ ઈ સ પૂ ૫૪૩મા ગુજરી ગયા હતા જુઓ 'જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટી,' (૧ ૧૮) પા ૫૪૭, તથા 'ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઈંડિયા' (૧ ૨૩) પા ૪૮

કરાવ્યો હતો, જે હજી ઊભો છે.[1] તેમનું પોતાનું નામ સિદ્ધાર્થ હતું, અને ગૌતમ એ તો તેમનું ગોત્રનામ હતું. તેમના જન્મ સમયે જે ભવિષ્યવેત્તા બ્રાહ્મણો હાજર હતા, તેમણે ભવિષ્ય ભાખ્યું હતું કે, જો આ બાળક રાજા થવાનું કબૂલ કરશે તો ચક્રવર્તી રાજા થશે, અને પરિવ્રાજક થશે તો બુદ્ધગુરુ થશે. એક જ વ્યક્તિ ચક્રવર્તી તેમજ બુદ્ધગુરુ બને ન થઈ શકે. કારણ કે, એકનિષ્ઠ ધર્મસાધના માટે સાંસારિક મહત્ત્વાકાંક્ષાઓ અને પ્રવૃત્તિઓનો ત્યાગ આવશ્યક પ્રાથમિક શરત ગણાતો હતો.

ભવિષ્યકથન

એ બાળકને જોવા આવેલા અસિત નામના વૃદ્ધ ઋષિએ, લગભગ સિમિયોનની રીતે જ,[2] તે બાળક ભવિષ્યમાં કેવો મહાન બનવાનો છે, તેનું ભવિષ્ય ભાખ્યું હતું, તથા તે બધું નજરે જોવા તથા તેનો નવો ધર્મમાર્ગ કાને સાંભળવા પોતે તે વખતે જીવતો નહીં હોય, એ ખ્યાલે તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાની

---

૧ તેના ઉપર આ પ્રમાણેનો લેખ છે — જ્યારે દેવાનાંપ્રિય પ્રિયદર્શી રાજાને (અશોકના લેખોમાં આવતું તેનું નામ) રાજ્યાભિષેક થયે વીસ વર્ષ થયાં ત્યારે તેણે જાતે આવી (આ સ્થળની) પૂજા કરી હતી. કારણ કે અહીં બુદ્ધ શાક્યમુનિ જન્મ્યા હતા. તેણે એ શિલાસ્તંભ અહીં ઊભો કરાવ્યો (જેથી જણાઈ શકે કે) ભગવાન અહીં જન્મ્યા હતા. [હુલ્શ 'ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ અશોક' (૧૯૨૫) પા. ૧૬૪]

૨ ઈસુના જન્મ બાદ તેનાં માતપિતા સૂતક ઊતરતાં તેને જેરુસાલેમના મંદિરમાં વિધિ પ્રમાણે લઈ આવ્યાં ત્યાં જેરુસાલેમવાસી આ પવિત્ર પુરુષે તેને હાથમાં લઈ તે ઉદ્ધાર થવાનો છે ઇત્યાદિ ભવિષ્યકથન કર્યાની વાત બાઈબલમાં (લ્યૂક ૨) આવે છે.

વાત આપણને 'સુત્તનિપાત' ગ્રંથમાંથી[1] જાણવા મળે છે. બાળકના જન્મ બાદ સાત દિવસમાં જ તેની માતા મરણ પામી, એટલે બાળકની માસી મહાપ્રજાપતી, કે જે પાછી શુદ્ધોદનની બીજી પત્ની હતી, તેણે તે બાળકને ઉછેર્યો

લગ્ન

યોગ્ય સમયે ગૌતમે પોતાના કુળની જ યશોધરા[2] નામે કન્યા સાથે લગ્ન કર્યું, અને તેમને રાહુલ નામે પુત્ર થયો. એક એવી કથા છે કે, ગૌતમના પિતા સતત એવી કાળજી રાખ્યા કરતા કે, પોતાના પુત્રના અનુભવમા દુખશોકના પ્રસગો જ ન આવે, અને અકસ્માત કે દેવોએ જાણીબૂજીને યોજ્યા પ્રમાણે, ગૌતમના માર્ગમા એક જીર્ણ થઈ ખખળી ગયેલો ઘરડો માણસ, એક રોગગ્રસ્ત માણસ, એક મરણ પામેલો માણસ, અને એક પરિવ્રાજક ભિક્ષુ આવ્યા, અને તેમા છેલ્લા એ ભિક્ષુના દર્શને તેમને ધર્મસાધનામય જીવનમા જ શાંતિ અને સ્વસ્થતા શોધવાની ઇચ્છા પ્રેરી. એ કથા ઉપરથી સૂચિત થાય છે કે, ગૌતમ સ્વભાવથી આધ્યાત્મિક વૃત્તિના માણસ હતા, તથા જગતના ભોગો અને કામનાઓ તેમને સતોષકારક લાગતા ન હતાં. તેમને ભિક્ષુજીવનનો આદર્શ ઘણો રુચતો હતો, અને તેથી તેમના ઉપદેશોમાં આપણને, "જેને માટે કુલપુત્રો ઘર છોડી છોડી પ્રવ્રજ્યા ધારણ કરે છે, એવી જે ઉત્તમોત્તમ કૃતાર્થતા[3]"—એ વાકય વાર વાર સાભળવા મળે છે

---

૧ 'નાલકસુત્ત'-૩૭ શ્લો ૬૯૯ ૯૦

૨ તેના ભદ્દકચ્ચા, ગોપા, એવા બીજા નામોના પણ ઉલ્લેખ મળે છે

૩ 'અનુત્તર બ્રહ્મચર્યપર્યવસાન'-બ્રહ્મચર્ય એટલે સાધના-તેનુ

તેમના મનને સાંસારિક બાબતો તરફ વાળવા માટેના તેમના પિતાના પ્રયત્નો નિષ્ફળ ગયા, અને ૨૯ વર્ષની ઉંમરે તેમણે ઘર છોડી, તપસ્વીનો વેષ ધારણ કર્યો, સત્યના શોધક પરિવ્રાજક તરીકેની જીવનયાત્રા શરૂ કરી. એ મહાભિનિષ્ક્રમણ[1] હતું. ઇહલૌકિક બાબતોની જ પાછળ પડેલા આપણા આ યુગમાં આપણને, તે વખતના હિંદી માનસની અધ્યાત્મ માટેની ઘેલછા, અને તેની અંતિમ સિદ્ધિ માટે તે શી શી તપશ્ચર્યાઓ અને યાતનાઓ સહન કરવા તત્પર થતું, તેની કલ્પના પણ આવવી મુશ્કેલ છે.

મહાભિનિષ્ક્રમણ।

ગૌતમ પોતાની શોધ[2] દરમ્યાન અળાર કાલામ અને ઉદ્દક રામપુત નામના બ્રાહ્મણ તપસ્વીઓના શિષ્ય બન્યા તેમણે તેમને પોતાનો સિદ્ધાંત (ધર્મ) તથા તે પ્રમાણેનો આચાર (વિનય) શીખવ્યા તેમની પાસેથી ગૌતમને શ્રદ્ધા, વીર્ય, અને સ્મૃતિ સમાધિની આવશ્યકતા કદાચ શીખવા મળી, પરંતુ તેમનો ધર્મસિદ્ધાંત

તત્ત્વશોધની શોધ

---

પર્યવસાન એમાં છે, એમ કે નિર્વાણ અનુત્તર એટલે સર્વોત્તમ —અનુ૰

૨ રખાવો, બૃહદારણ્યકોપનિષદ આ આત્માને જાણીને બ્રાહ્મણો પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાનો ત્યાગ કરી, ભિક્ષાચર્યા આચરે છે [ ૩–૧ ]

૧ પછીના સમયની દંતકથામાં ગૌતમ પોતાની પત્નીને છોડી ચાલી નીકળ્યા એ ઘટનાની આસપાસ એક ભારે કરુણકથા ગૂંથાઈ છે

૨ 'किंकुसलगवेसी, अनुत्तरं सन्तिवरपदं परियेसमानो'— 'કુશળ શું છે તે જાણવાના હેતુથી અલૌકિક શાંતિનું શ્રેષ્ઠ સ્થાન શોધતા શોધતા'—અનુ૰ [ અરિયપરિયેસન સુત્ત—મજ્ઝિમ૰ ]

વૈરાગ્ય, નિરોધ, ઉપશમ, પ્રબોધ, કે નિર્વાણના કારણરૂપ થાય, એમ તેમને લાગ્યુ નહીં

તાર્કિકોની પોપટપચી કે વિતંડાવાદો વડે જગતના દુ ખોનો ઉપાય મળી શકે નહીં તેથી તપશ્ચર્યા આચરીને જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરી, ગૌતમ પાચ શિષ્યો સાથે ઉરુવેલા નામના રમણીય સ્થળે ગયા ત્યા સુદર વન હતુ તથા નદી મદ મદ વહેતી હતી તે સ્થાન ઇંદ્રિયોને શાત કરે તથા મનને સ્ફુર્તિ આપે તેવુ હતુ હિંદુસ્તાનમા એવી સામાન્ય માન્યતા છે કે, આરામ અને પ્રેરણા આપે તેવા શાતિપૂર્ણ અને રમણીય સૃષ્ટિસૌદર્યવાળા પ્રદેશોમા તપસ્વી જીવન વધુ સહેલાઈથી ગાળી શકાય તેથી હિંદુસ્તાનના મદિરો અને આશ્રમો નદીકિનારે કે પર્વતના શિખરો ઉપર હોય છે, અને તપશ્ચર્યા ઉપર ગમે તેટલો ભાર મૂકવામા આવ્યો હોવા છતા, ધર્મસાધના માટેના પ્રયત્નમા સૃષ્ટિસૌદર્ય અને આબોહવાની મદદ લેવા પ્રત્યે તે દેશે કદી દુર્લક્ષ કર્યું નથી

તપશ્ચર્યા

આ રમણીય સ્થળમા આવીને ગૌતમે તપશ્ચર્યાના કઠોરમા કઠોર પ્રકારો આચરવાનો નિશ્ચય કર્યો જેમ ભીના લાકડા સાથે અરણિનુ લાકડુ ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થઈ શકતો નથી, પરતુ સારી રીતે સુકાયેલા લાકડા સાથે ઘસવાથી જ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ જે સત્યશોધકના કામવિકાર શાત ન થયા હોય, તે જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત કરી શકે નહીં એ ખ્યાલથી ગૌતમે કઠોર

ી પરંપરા શરૂ કરીને ધ્યાનસમાધિની વિવિધ પાયરી-
ભ્યાસ આરંભ્યો, અને ભયંકર તપશ્ચર્યાઓથી દેહ-
દંડ આચરવા માંડ્યો. એ બધાને કારણે આવેલી શારીરિક નબળાઈને પરિણામે માત્ર માનસિક ખેદ જ વધતો ચાલ્યો. કઠોર તપશ્ચર્યાના આ સમય દરમ્યાન તે ઘણી વાર મૃત્યુની લગોલગ જ જઈ પહોંચ્યા; તોપણ તેમને જીવનના કોયડાનો કોઈ ઉકેલ નજરે પડતો લાગ્યો નહીં. પરિણામે તેમને ખાતરી થઈ કે, આવી કઠોર તપશ્ચર્યાઓથી જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત થવાનો નથી; તેને માટે બીજો કોઈ રસ્તો જ મારે વિચારી કાઢવો જોઈએ. તે વખતે તેમને યાદ આવ્યું કે, પોતે જુવાનીમાં હતા, ત્યારે તેમને એક વાર કેવો ગૂઢ ધ્યાનાનુભવ થયો હતો. તેમણે હવે તે માર્ગે આગળ ચાલી જોવાનો પ્રયત્ન કર્યો.

મારયુદ્ધ

દંતકથા આપણને કહે છે કે, આ કટોકટીને વખતે, ગૌતમ ઉપર, માર્ગભ્રષ્ટ કરનાર મારદેવે[1] હુમલો કર્યો, અને તમામ પ્રકારનાં ભયો તથા લાલચો બતાવીને તેમને તેમના નિશ્ચયમાંથી ચળાવવા પ્રયત્ન કર્યો. એ કથાથી એવું સૂચિત થાય છે કે, ગૌતમનું આંતર જીવન અસ્ખલિત તથા એકધારું નહોતું, અને પોતાની

1 સાક્ષાત્કારના માર્ગેથી વલચાવીને ચળાવનારા તે દેવની દશ પ્રકારની સેના આ પ્રમાણે ગણાવવામા આવી છે —કામોપભોગ, અરતિ (અસંતોષ), ભૂખ-તરસ, તૃષ્ણા, આળસ, ભીતિ, કુશંકા, અભિમાન, લાભ–સત્કાર–પૂજા, અને ખોટે રસ્તે મેળવેલી કીર્તિ (જેને લીધે માણસ આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે તે) –સુત્તનિપાત, પધાનસુત્ત —અનુ૦.

નવી સાધનાઓ અજમાવી જોવા એક પ્રકારના વિકટ આંતરિક યુદ્ધ વડે જ તે જૂની પ્રણાલિમાંથી છૂટી શકયા હતા.

બોધપ્રાપ્તિ

તેમણે પોતાનાં ધ્યાનચિંતન ચાલુ રાખ્યાં, ધીમે ધીમે ધ્યાનની ચારે પાયરીઓ વટાવી, અને અંતે નિર્મળ શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત કરી. તેમણે જોયું કે, આખું વિશ્વ એક નિયમબદ્ધ તંત્ર છે. તેની હેઠળ સુખી કે દુઃખી, સદાચારી કે દુરાચારી એવાં પ્રાણીઓ આમ તેમ મથતાં ખદબદ્યા કરે છે; અને સતત એક યોનિમાંથી નીકળી બીજી યોનિમાં દાખલ થયે જાય છે. રાત્રી[1]ના છેલ્લા પ્રહરે 'હું ત્યાં શ્રદ્ધા, વીર્ય અને સ્મૃતિયુક્ત થઈને બેઠો હતો એવામાં........અજ્ઞાન નાશ પામ્યું અને જ્ઞાનપ્રકાશ પ્રગટ થયો.' ગૌતમે હવે બોધિ અથવા જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત કર્યો, અને તે બુદ્ધ એટલે કે જ્ઞાની થયા.[2]

પોતાને પ્રાપ્ત થયેલ ધર્મજ્ઞાનનો બોધ જગતના વિષયી લોકોને કરવાનો પ્રયત્ન કરવો કે નહીં, એ વિષે બુદ્ધ ગડભાંજ કર્યા કરતા હતા, ત્યારે બ્રહ્મદેવે આવી, લોકોને ધર્મોપદેશ આપવાની તેમને વિનંતિ કરી, એવી કથા બૌદ્ધ ધર્મગ્રંથોમાં છે. તેનો અર્થ કદાચ એ હોય કે, પોતે જાણેલો ધર્મ લોકો સમજી શકશે કે નહીં, એની ચર્ચા તે પોતાના મન સાથે

૧. વૈશાખી પૂર્ણિમાની રાત્રી.—અનુ૦.

૨. 'બુદ્ધ' એ નામ 'ક્રાઈસ્ટ' અથવા 'મેસિયાહ' (ઈશ્વરનો અભિષિક્ત)ની પેઠે એક વિશેષણ જેવું જ છે. માત્ર તે નામ એક વ્યક્તિ પૂરતું જ મર્યાદિત નથી. જે સ્થળે બુદ્ધે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, તે સ્થળે બુદ્ધ-ગયામાં આજે મહાબોધિ મંદિર આવેલું છે.

કરતા હતા, તે વખતે તેમને જીવનમાથી ખસી ન જવા માટે, કઈક અશે સૉક્રેટીસને સભળાતા અવાજને[1] મળતી ચેતવણી મળી હોય તે ગડભાજમાથી છેવટે બુદ્ધે નક્કી કર્યું કે, "અમરપદનો દરવાજો ઉઘાડો મૂકુ છુ, જેમને કાન હોય તે સાભળે, અને શ્રદ્ધા કરે" આમ તેમણે ધર્મચક્ર પ્રવર્તાવવાનુ પોતાનુ કામ શરૂ કર્યું

ધર્મચક્રપ્રવર્તન

તે માત્ર બીજાને ઉપદેશ આપતા નહોતા, એમ કરવુ એ તો સહેલી વાત છે પરતુ જે જાતનુ જીવન જીવવાનુ તે બીજાઓને કહેતા, તેવુ જીવન પોતે જ જીવતા હતા હવે તેમણે ગરીબાઈ અને લોકોનો અણગમો તથા વિરોધના જોખમથી ભરેલુ એવુ એક ધર્મપ્રવર્તક ભિક્ષુનુ જીવન આરભ્યુ સૌથી પ્રથમ તેમણે, પોતાના તપશ્ચર્યાના વર્ષો દરમ્યાન પોતાની સાથે રહેનાર, અને પોતાની સભાળ રાખનાર પાચ તપસ્વીઓને પોતાના ધર્મમાર્ગમા આણ્યા, અને એ રીતે વારાણસી પાસે ઋષિપત્તનમા આવેલા મૃગવનમા, 'જ્યા તપસ્વીઓ ઉતારો કરી શકતા, અને પ્રાણીઓનો વધ કરવાની મનાઈ હતી' ત્યા, એટલે અત્યારના સારનાથમા, પોતાનો પ્રથમ ધર્મોપદેશ આપ્યો[2]

પછી તો શિષ્યો ટોળાબધ આવવા લાગ્યા, અને ત્રણ મહિનાને અતે તેમની સખ્યા સાઠ જેટલી થઈ પછીના

1 નાનપણથી સૉક્રેટીસ એક અમાનુષી અવાજ સાભળતો તે અવાજ તેને કોઈ કામથી નુકસાન થવાનુ હોય તો ચેતવતો જુઓ પુસ્તકને અતે આ પાન ઉપરની નોધ

2 આષાઢી પૂર્ણિમાના અરસામા —અનુ૦

જીવનમાં બધાં પર્યટનોમાં છેવટ સુધી સાથે રહેનાર તેમનો પ્રિય શિષ્ય આનંદ પણ તે સાઠમાં આવી ગયો હતો. ચાતુર્માસને અંતે બુદ્ધે તે સાઠેને કહ્યું :—'જાઓ, અને બહુલોકના હિત માટે, અનેકોના સુખ માટે, લોકો ઉપર અનુકંપા ધરીને તથા દેવો અને મનુષ્યોના કલ્યાણ માટે ચારે દિશામાં વિચરો: એક માર્ગે બે જશો નહીં. આરંભમાં કલ્યાણપ્રદ, મધ્યમાં કલ્યાણપ્રદ, અને અંતમાં કલ્યાણપ્રદ એવા આ ધર્મમાર્ગનો સૌને શબ્દ અને અર્થથી ઉપદેશ કરો, તથા તેમને કેવલ, પરિપૂર્ણ અને શુદ્ધ એવું બ્રહ્મચર્ય'[1] શીખવો.

બુદ્ધ પોતે પણ ૪૫ વર્ષ સુધી દૂર દૂર વિચર્યા હતા; અને તે દરમ્યાન તેમણે અનેક શિષ્યો કર્યા હતા. બ્રાહ્મણો અને શ્રમણો, તપસ્વીઓ અને ચાંડાળો, કુલીન સ્ત્રીઓ અને પસ્તાવો કરનાર પાપીઓ, એમ અનેક સ્ત્રી-પુરુષો તેમના સંઘમાં જોડાયાં. બુદ્ધની પ્રવૃત્તિનો મોટો ભાગ શિષ્યોને જ્ઞાનોપદેશ આપવામાં અને સંઘની વ્યવસ્થા પાછળ રોકાતો.

ઉપદેશની વિશિષ્ટતા

આપણા જમાનાથી જોઈએ તો બુદ્ધ એક બુદ્ધિપરાયણ પુરુષ હતા એમ લાગે. આપણે તેમના સંવાદો વાંચીએ છીએ, ત્યારે કોઈ પણ બાબતને સામાની બુદ્ધિમાં ઉતારવાની તેમની ચીવટ ઝટ આપણું ધ્યાન ખેંચે છે. તેમના આર્ય અષ્ટાંગિક માર્ગમાં પણ તેમણે પ્રથમ સ્થાન સમ્યક્ દૃષ્ટિ એટલે સાચી સમજને આપ્યું

૧. 'બ્રહ્મચર્ય' એટલે બ્રહ્મ-નિર્વાણ પ્રાપ્ત કરવા માટેની 'ચર્યા'; અર્થાત્ મોક્ષમાર્ગ.—અનુ.

માનવજાત અને તેના અંતિમ લક્ષ્ય બાબતની સાચી સમજની આડે આવતાં બધાં બુદ્ધિનાં જાળાં દૂર કરવા તે ખાસ પ્રયત્ન કરે છે. પૂર્ણજ્ઞાની હોવાનો દેખાવ કરતા શ્રોતાઓને પ્રશ્નો પૂછીને તેમના પૂર્ણજ્ઞાની હોવાના દાવાનો હકીકત સાથે મેળ ખવરાવવા તે પડકાર કરે છે. તે જમાનામાં અનેક લોકો પોતાને ઈશ્વરનું પ્રત્યક્ષ જ્ઞાન હોવાનો તથા તેને કારણે તે છે કે નહીં એટલું જ નહીં, પણ તે શું વિચારે છે, શું ઇચ્છે છે, અને શું કરે છે, તે ખાતરીપૂર્વક કહી બતાવવાનો દાવો કરતા. બુદ્ધ તેમાંના ઘણાને માત્ર આધ્યાત્મિકતાનો ડોળ કરનારા તરીકે ઉઘાડા પાડે છે. તેવિજ્જસુત્તમાં બુદ્ધ જણાવે છે કે, બ્રહ્મદેવને નજરે કદી જોયા વિના બ્રાહ્મણો તેમની સાથે સાયુજ્ય મેળવવાના માર્ગો વિષે વાદવિવાદ કરે છે. તેઓ પેલા પ્રેમી જેવા છે કે જેને પોતાની પ્રિયતમા કોણ છે તેની જ ખબર નથી; કે મહેલની સીડી ચણનારા પેલા માણસ જેવા છે, કે જેને કયા મહેલ ઉપર જવા પોતે પગથિયાં બાંધે છે, તેની ખબર નથી; કે છલાછલ ભરેલી નદીને સામે પાર જવા ઇચ્છનારા માણસ જેવા છે કે, જે સામા કિનારાને જ આ તરફ આવવા આજીજી કરતો હોય છે.[1] આપણામાં પણ ઘણા ધાર્મિક ભાવના કે વૃત્તિવાળા હોય છે; પરંતુ પોતાની ભાવનાનો વિષય શો હોય છે, તે ચોકસ નથી જાણતા. બુદ્ધ તે બ્રાહ્મણોને બ્રહ્મવિહારનું એટલે કે બ્રહ્મદેવની સાથે રહીને વિહરવાનું સાચું રહસ્ય સમજાવે છે; અને કહે છે કે, તે તો ચિત્તની એવી સ્વસ્થતાનું નામ છે, કે જેમાં વેર અને દ્વેષથી

૧. દીઘ૦ ૧,૨૩૫

સદંતર મુક્ત એવી મૈત્રી સર્વ પ્રાણીઓ માટે પ્રવર્તે છે. જોકે, તે આર્યઅષ્ટાંગિક માર્ગથી પ્રાપ્ત થતું નિર્વાણ તો નથી જ.

વિત્તબુદ્ધિનો ઉપયોગ

જુદા જુદા માર્ગપ્રવર્તકો જુદા જુદા માર્ગો રજૂ કરતા હોવાથી, તેમને બુદ્ધિ તથા જીવનની એરણે કસી જોવાની, અને તે પ્રવર્તકો પ્રત્યેની (કેવળ) આદરબુદ્ધિથી પ્રેરાઈને કશું સ્વીકારી ન બેસવાની સલાહ બુદ્ધ પોતાના શિષ્યોને આપે છે. અને આ નિયમમાં તે પોતાની જાત માટે પણ અપવાદ કરવાનું કહેતા નથી. તે કહે છે:—"હું જે કાંઈ કહું, તે પરંપરાથી સાંભળ્યા કરો છો માટે તેને ખરું માનશો નહીં, કે આપણી પૂર્વપરંપરા એવી છે માટે ખરું માનશો નહીં, 'એ એમ જ હશે' એમ પણ ઉતાવળથી માની લેશો નહીં, કે એ વસ્તુ આપણા ધર્મગ્રંથોમાં છે માટે પણ તેને ખરી માનશો નહીં, તે વસ્તુ તમારી શ્રદ્ધાને અનુકૂળ છે માટે તેના ઉપર વિશ્વાસ મૂકશો નહીં, કે તમારા ગુરુએ કહેલું છે માટે તેના ઉપર વિશ્વાસ મૂકશો નહીં."[1]

પોતે એક મહાપુરુષ–બુદ્ધ–છે, એ પ્રતિષ્ઠાના ખ્યાલને તેમની વિવેકબુદ્ધિની આડે ન આવવા દેવા તે પોતાના શિષ્યોને દર્દભરી વિનતિ કરે છે. સારિપુત્તે એક વાર કહ્યું: "હે ભગવન્! મારી એવી શ્રદ્ધા છે કે, સંબોધિજ્ઞાનની બાબતમાં ભગવાનના જેવો બીજો કોઈ શ્રમણ થયો નથી, થવાનો નથી, અને હાલમાં છે પણ નહીં."

૧. અંગુત્તર, ૩ ૬૫.

બુદ્ધે જવાબ આપ્યો, અલબત્ત, ભૂતકાળમા થઈ ગયેલા બધા બુદ્ધોને તો તેં જાણ્યા જ છે ને?"

'ના, ભગવન્!'

'તો હવે થનાર બધા બુદ્ધોને તુ જાણે છે?'

'ના, ભગવન્!'

'કઈ નહીં તોય તું મને તો બરાબર જાણે છે ને?'

'ના, ભગવન્! આપનો ગભીર સ્વભાવનો પણ મને પૂરો તાગ નથી'

'તો પછી, હે સારિપુત્ત, તુ આવડી મોટી વાત વિના શકાએ શી રીતે ઉચ્ચારી શકે છે?'

ગુપ્તતાનો વિરોધ

આમ બુદ્ધના ઉપદેશમા ગૂઢ જેવુ કશુ નથી પોતાની પાસે ગુઢ જ્ઞાન હોવાનો જેઓ દાવો કરે છે, તેમને તે વખોડી કાઢે છે 'હે ભિક્ષુઓ! ત્રણ જણ ગુપ્તતા જાળવે છે, ખુલ્લાપણું નહીં તે ત્રણ કોણ? સ્ત્રીઓ ગુપ્તતા જાળવે છે, ખુલ્લાપણ નહીં, પુરોહિત-પૂજારી ગુપ્તતા જાળવે, ખુલ્લાપણું નહીં, અને પાખડી ધર્મપ્રચારકો ગુપ્તતા જાળવે છે, ખુલ્લાપણુ નહીં પરતુ તથાગતે પ્રરૂપેલો ધર્મ અને વિનય જગજાહેર છે, તેમા કશી ગૂઢતા નથી" પોતાના નિર્વાણથી થોડા સમય અગાઉ આનદને જવાબ આપતા તેમણે જણાવ્યું હતું "હે આનદ! અમુક વાતો જાહેર અને અમુક વાતો છાની, એનો ભેદ ગણ્યા વિના મેં

મારો ધર્મ ઉપદેશ્યો છે કારણકે, ધર્મની બાબતમાં તથાગત કશી ગુરુકૂચી પોતાની પાસે છાની રાખતા નથી [૧]"

પોતાના ઘણા સંવાદોમાં બુદ્ધ પ્રશ્નકારો સાથે સૉક્રેટીસની પદ્ધતિથી ચર્ચા કરતા હોય એમ જોવા મળે છે, અને એ રીતે, જે પૂર્વપક્ષથી શરૂ કરીને વાત કરનારાઓ ચાલ્યા હોય તેનાથી જુદો પક્ષ સ્વીકારવા તરફ તેમને ખબર પણ ન પડે તે રીતે ખેંચતા જાય છે આધ્યાત્મિક બાબતોમાં જાતે તપાસ કરી જોવાની જવાબદારી પોતાના શિષ્યો ફગાવી દે, એમ તેમણે કદી થવા દીધું નથી બાબાવાક્યને પ્રમાણ કરી લઈ, તેઓએ સત્યની શોધ જાતે કરવાનું પડતું મૂકવું ન જોઈએ પોતે જ પોતાના માર્ગદર્શક દીવા બની શકે, તથા પોતે જ પોતાનું શરણ બની રહે, તેવા સ્વાશ્રયી માણસો તેઓ બનવા જોઈએ "<u>તમે આત્મદીપ બનો, તમે આત્મશરણ બનો, તમે અનન્યશરણ બનો, તમે ધર્મદીપ બનો, ધર્મશરણ બનો</u>"[૨] <u>આપણા અંતરાત્માનો અવાજ એ જ આપણું મોટામાં મોટું પ્રમાણ હોવો જોઈએ</u>

આત્મદીપ બનો

જેને આપણે જડ સિદ્ધાંત કે બાબાવાક્ય કહીએ તેવું બુદ્ધના ઉપદેશોમાં બહુ ઓછું છે તે જમાનામાં વિરલ, અને આજના જમાનામાં પણ સર્વસાધારણ નહીં એવી દૃષ્ટિબિંદુની વિશાળતા ધારણ કરનાર હોઈ, બુદ્ધ સામા ટીકાકારને ગૂંગળાવી દેવા માગતા

પરમતસહિષ્ણુતા

૧ મહાપરિનિબ્બાન સુત્ત૦,-૩૨
૨ મહાપરિનિબ્બાન૦,-૩૩, ૩૫ પણ જુઓ

નથી. બીજાના અભિપ્રાયની અસહિષ્ણુતાને તે ધર્મનો મોટામા મોટો દુશ્મન માને છે એક વખત તે અબલટ્ઠિકાના રાજાગારકમા[1] આવ્યા. ત્યા તેમના કેટલાક શિષ્યો સુપ્રિય બ્રાહ્મણે કરેલી ટીકાની બાબતમા બળાપો કરતા હતા. તે બ્રાહ્મણે બુદ્ધની, તેમણે ઉપદેશેલા ધર્મની, અને સ્થાપેલા ભિક્ષુસઘની નિંદા કરી હતી, તથા અવજ્ઞાપૂર્વક આક્ષેપો કર્યા હતા ગૌતમે તેમને કહ્યુ –'હે ભિક્ષુઓ ! બીજાઓ મારે વિષે, ધર્મ વિષે કે સઘ વિષે અવજ્ઞાપૂર્વક બોલે, તેથી તમારે તેમની સામે ગુસ્સો ન કરવો જોઈએ, કે તેમના પ્રત્યે બળાપો કે અપ્રીતિ ન કરવા જોઈએ કારણકે, તેમ કરશો તો તેનાથી તમને જ અતરાય થશે, એટલુ જ નહીં, પણ તેમણે કરેલી ટીકામા શુ ખરુ છે અને શુ ખોટુ છે, તે સમજવાને પણ તમે અસમર્થ બની જશો.' તીવ્ર જ્ઞાનશોધનના કહેવાતા ૨૫૦૦ વર્ષ બાદ, આ વાક્યમા પ્રગટ થતી જ્ઞાનપૂત ભાવનાને આજે પણ આપણે ટપી શકયાનો દાવો ન કરી શકીએ ધર્મસિદ્ધાતો આપણા પૂર્વગ્રહોને ગમતા કે ન ગમતા હોય તેટલા માત્રથી જ તેઓ વધારે કે ઓછા સાચા બની જતા નથી ગમે તેવો વિચિત્ર લાગતો મત ભલે ને રહ્યો, કે ગમે તેટલી અતિમ હદની નાસ્તિકતા ભલે ને હોય, પણ બુદ્ધ તેના વિષે વિચાર કરતા કદી પાછા પડતા નહીં કે બીતા નહીં તેમને ખાતરી હતી કે, તે જમાનામા પ્રવર્તતા (જીવનદર્શન વિષયક) ગોટાળા અને અરાજકનો સામનો કરવાનો એકમાત્ર માર્ગ બધા

[1] ડા—બગનો જ્જુ સ્થાન જેમા સાદે દિવસે સાધુ સન્યાસી પણ ઉતારા કરી શકે —અનુ૦

મતમતાંતરોની ધીરજથી ચાળવણી કરવી અને લોકોને બુદ્ધિ-શુદ્ધ પાયા ઉપર પોતાના જીવન રચવામા મદદ કરવી, એ જ છે. બીજાઓના અભિપ્રાયની અઘટિત અવજ્ઞાને તે વખોડી કાઢતા. તે કહેતા કે, 'એમ કરવુ એ તો મોં ઊચું કરી, આકાશ સામે થૂકવા બરાબર છે, એ થૂકથી આકાશ તો મેલુ નથી જ થતું, પણ તે પાછુ પડી, થૂકનારના શરીરને જ ગદ કરે છે."

કોઈ પ્રસગે બુદ્ધ ગુસ્સે થઈ ગયા હોય અથવા તેમના મોમાથી કઠોર શબ્દ નીકળ્યો હોય એવું કદી બનતું નહી માનવજાત માટે તેમનામા અમાપ સહિષ્ણુતા હતી તે એમ માનતા કે, જગતના લોકો દુષ્ટ નથી, પણ અજ્ઞાની છે, તથા તેમની વર્તણૂક મ તોષકારક ભલે ન હોય, પણ તેથી કરીને બળવાખોર પણ નથી. એટલે પોતાની સામેના વિરોધનો તે શાતિથી અને વિશ્વાસપૂર્વક સામનો કરે છે. તે પોતાની સ્વસ્થતા ગુમાવી બેસતા નથી, ચિડાઈ જતા નથી કે ક્રોધે સળગી ઊઠતા નથી. તેમની વર્તણૂક થોડાક વ્યગ સાથે નપૂર્ણ વિવેક અને સદ્ભાવભરી હોય છે. એક વખત ભિક્ષાચર્યા વખતે એક ઘેર કોઈએ કડવા શબ્દોમા ગાળો ભાંડીને તેમનો તુચ્છકાર કર્યો. બુદ્ધે જવાબમા તેને કહ્યુ, 'હે મિત્ર! યાચકને આપવા માટે કોઈ ગૃહસ્થ અન્ન ધરે, અને તે યાચક એ અન્ન લેવાની ના પાડે, તો તે કોની પાસે રહે વારુ?'

પેલા માણસે જવાબ આપ્યો, 'પેલા ગૃહસ્થ પાસે જ રહે વળી!'

"તો તમે મને આપેલી ગાળો અને બતાવેલો અસદ્ભાવ હું સ્વીકારવા ના પાડું, તો તે પાછાં તમને જ મળે, નહીં? માત્ર મારે એક મિત્ર ગુમાવવો પડ્યો, એટલી ખોટ!"[1]

ધર્માંતર નહીં પણ હૃદયપલટો

કોઈને બળજબરીથી પોતાના માર્ગમાં લાવવો એ વસ્તુ તેમને અજાણી જ હતી. તેમના ધર્મનો પાયો આચાર છે, માન્યતા નહીં. મનુષ્યોમાં તે એક પ્રકારનો પ્રકૃતિ-સ્વભાવ કે શીલ ઊભું કરવા ઇચ્છતા. આપણે દુઃખી છીએ તેનું કારણ આપણી અવિદ્યામૂલક વાસનાઓ છે. આપણી જાતને સુખી કરવી હોય તો આપણે આપણો હૃદયપલટો કરવો જોઈએ અને સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરવી જોઈએ. આપણે જો અકુશળ વિચારોને દબાવી, કુશળ વિચારો ધારણ કરીએ, તો આપણું અકુશળ તથા દુઃખી ચિત્ત બદલાઈને કુશળ તથા સુખી બને. ધર્મતત્ત્વ કે સિદ્ધાંતની માન્યતામાં ફેરફાર કરાવવા સાથે તેમને નિસબત નથી. તે એક બ્રાહ્મણની યજ્ઞવેદિ પાસે બેસીને, તેની યજ્ઞ-પૂજાને વખોડી કાઢ્યા વિના, સાચી યજ્ઞપૂજા બાબત તેને ઉપદેશ આપે છે. જ્યારે જૈન શ્રાવક સિંહ સેનાપતિ બુદ્ધનો અનુયાયી થાય છે, ત્યારે પણ બુદ્ધ તેને ભિક્ષા માટે ઘેર આવેલા જૈન નિર્ગ્રંથોને પહેલાની માફક જ ભિક્ષા આપવાનો આદેશ કરે છે.[2] અસાધારણ મૃદુતાથી એ પોતાનો અભિપ્રાય રજૂ કરે છે, અને બાકીનું બધું પછી સત્યમાં પોતામાં પ્રતીતિ કરાવવાની રહેલી શક્તિને ભરોસે છોડી દે છે.

---

૧. 'મજ્ઝિમ'૦ ૯૫

૨ મહાવગ્ગ ૬ ૩૧-૧૧

એ મહાન ધર્મ-વીરને સંઘવ્યવસ્થાની નજીવી બાબતો ઉપર વારંવાર નિર્ણયો આપવા પડતા. સંઘ સ્થાપવો એટલે જ જગત સાથે સમાધાની કરવી અને સમાજની આવશ્યકતાઓને નમતું જોખવું; જેઓ સમાજના સામાન્ય જીવનમાં સુખે ગોઠવાઈ શકતા નથી, તેવાઓને આશ્રયસ્થાન પૂરું પાડવું. તેમના સંઘમાં અનેક પંચાતો ઊભી થતી. બુદ્ધના પૂર્વજીવનના સાળા દેવદત્તે બુદ્ધની જગાએ ભિક્ષુસંઘના નાયક બનવા બુદ્ધનું ખૂન કરાવવા સુધીનું કાવતરું કર્યું, પણ તેને માફી બક્ષવામાં આવી. એક પ્રસંગે બુદ્ધે કોઈ ભિક્ષુને રોગથી ઝાડા થઈ જતાં વિષ્ટામાં આળોટતો જોયો. તેમણે તેને તરત ધોઈ નાખ્યો, તથા પોતાના સાથીદાર આનંદની મદદથી તેની પથારી બદલી નાખી. પછી તેમણે ભિક્ષુઓને કહ્યું: 'હે ભિક્ષુઓ! જે કોઈ મારી સારવાર કરવા ઇચ્છતા હોય, તેમણે આ માંદાની સારવાર કરવી.'

સંઘવ્યવસ્થા

(બુદ્ધના સંઘમાં જાતિભેદ નહોતો. 'હે ભિક્ષુઓ! જેમ ગંગા, યમુના, અચિરવતી, સરભૂ અને મહી જેવી મોટી નદીઓ પણ મહાસાગરમાં જઈ મળ્યા પછી, પોતાનાં પૂર્વ નામ અને ગોત્ર ખોઈ, મહાસાગર એવા એક નામે ઓળખાય છે; તેમ ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર—એ ચાર જાતિઓ પણ અગારાવસ્થામાંથી નીકળી બુદ્ધે ઉપદેશેલા ધર્મ અને વિનયમાં પ્રવ્રજિત થાય છે, ત્યારે તેઓ પોતાનાં પૂર્વનાં નામ અને ગોત્ર ખોઈને ભિક્ષુ તરીકે જ ઓળખાય છે.'[1])

જાતિભેદ

૧. ઉદાન, ૫-૫. મુણ્ડકોપનિષદનો મંત્ર પણ સરખાવો :—

બુદ્ધના વખતમાં સ્ત્રીઓ ઓઝલમાં રખાતી નહોતી, અને બુદ્ધ માનતા કે સ્ત્રીઓ પણ પુરુષોની પેઠે જ નિર્વાણમાર્ગમાં પ્રવેશ કરી, નિર્વાણનો સાક્ષાત્કાર કરી શકે છે. તેમના જીવનના છેલ્લા વર્ષમાં તેમણે આમ્રપાલી ગુણકાને ઘેર ભોજન સ્વીકાર્યું હતું. છતાં સ્ત્રીઓને પોતાના ધર્મવિનયમાં પ્રવ્રજ્યા આપવાની પરવાનગી આપતાં બુદ્ધ સારીપેઠે ખચકાયા હતા.

સ્ત્રીઓ

'ભગવન્! સ્ત્રીઓ સાથે અમારે કેમ વર્તવું?'

'હે આનંદ! બને ત્યાં સુધી તેમનુ દર્શન કરવું નહીં.'

'પણ હે ભગવન્! તેમનું દર્શન કરવાનો પ્રસંગ જ આવે, તો શું કરવું?'

'આનંદ! એવે પ્રસંગે એમની સાથે બોલવું નહીં.'

'પણ ભગવન! સંભાષણ કરવાનો પ્રસંગ આવ્યો જ, તો શું કરવું?'

'આનંદ! એવે પ્રસંગે સ્મૃતિ જાગ્રત રાખવી.'[1]

આનંદમાં સ્ત્રીસન્માનની વૃત્તિ વધારે હતી; તેણે સ્ત્રીઓને

---

यथा नद्यः स्यन्दमाना समुद्रेऽस्त गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्त परात्पर पुरुषमुपैति दिव्यम् ॥

३–२–८

'જેવી રીતે નદીઓ વહેતી વહેતી સમુદ્રમા પોતાના નામરૂપ તજીને અસ્ત પામી જાય છે, તેવી રીતે નામરૂપમાથી વિમુક્ત બનેલો જ્ઞાની પરથી પર એવા દિવ્ય પુરુષમા એકરૂપ બની જાય છે'

1 મહાપરિનિબ્બાન સુત્ત ૫,૨૩

સંઘમાં દાખલ કરવા માટે બુદ્ધ આગળ જોરદાર વકીલાત કરી, અને છેવટે બુદ્ધની પરવાનગી મેળવી. એ વસ્તુ અલબત્ત યોગ્ય હતી, પણ પરિણામની દૃષ્ટિએ કદાચ ઠીક ન હતી. બુદ્ધે તરત જ આનંદને જણાવ્યું:—

"હે આનંદ! જો સ્ત્રીને આ ધર્મવિનયમાં પ્રવ્રજ્યા મળી ન હોત, તો આ ધર્મ એક હજાર વર્ષ ટકત. પણ હવે આ સદ્ધર્મ પાંચસો જ વર્ષ ટકશે."[1]

સ્ત્રીને પ્રવ્રજ્યા લેતા પહેલાં તેનાં સગાંવહાલાંની પરવાનગી આવશ્યક ગણાતી; પરંતુ એક નિયમ તરીકે તો, પુરુષ તે બાબતમાં સ્વતંત્ર ગણાતો. જોકે, સંઘના નિયમો છેવટના ન જ હતા. બુદ્ધે કહી રાખ્યું હતું કે, 'હું ન હોઉં ત્યારે સંઘ ઇચ્છે તો બધા નાના તથા ઓછી અગત્યના નિયમોને [ खुद्दानुखुद्दकानि सिक्खापदानि ] રદ કરી શકે છે, અથવા તેમાં ફેરફાર કરી શકે છે.'

પરિનિર્વાણ

તેમના પરિનિર્વાણની કથા મહાપરિનિબ્બાન સુત્તમાં ભાવોદ્રેક સાથે પરંતુ સાદાઈથી કહેલી છે. અવિરત પ્રવૃત્તિ અને પ્રવાસનો ઘસારો ઉઠાવતાં ઉઠાવતાં બુદ્ધ ૮૦ વર્ષના થયા હતા. બનારસથી ૧૨૦ માઈલ ઉત્તર-પૂર્વમાં આવેલા કુસિનગર નામના નાના શહેરની પાસે આવેલા એક ગામડામાં તે પરિનિર્વાણ પામ્યા. સૉક્રેટીસ અને જીસસનાં શહીદીભર્યાં મૃત્યુની તુલનામાં બુદ્ધનું શાંત મૃત્યુ જુદું તરી આવે છે. તે ત્રણે જણે ભિન્ન ભિન્ન

1. અંગુત્તરનિકાય, પં. ૨, સુ ૧

પ્રમાણમાં પોતાના જમાનાની પરંપરાગત શ્રદ્ધાઓને તોડી પાડી હતી. વસ્તુતાએ સૉક્રેટીસે આથેન્સના રાજમાન્ય ધર્મનો[1] કે છગમે યહૂદી ધર્મનો વિરોધ કર્યો હતો તેના કરતાં બુદ્ધે વેદપરંપરાનો કે તેના ક્રિયાકાંડોનો વધુ તીવ્રતાથી વિરોધ કર્યો હતો; અને છતાં તે ૮૦ વર્ષ સુધી જીવી શકયા, મોટી સખ્યામાં શિષ્યો ભેગા કરી શકયા, અને પોતાના જીવનકાળ દરમ્યાન જ એક ધર્મસંઘ સ્થાપી શકયા. ધર્મની સામે બળવાખોરી પ્રત્યેના વર્તનમા આ જે સહિષ્ણુતાનો ભેદ છે, તે કદાચ હિંદુસ્તાનની વિશિષ્ટ ધર્મવૃત્તિને આભારી છે.



૧ ઝેનોફોન કહે છે કે, ‘સૉક્રેટીસ ઘણી વાર ઘેર કે શહેરના જાહેર યજ્ઞકુંડમા બલિદાન આપતો હતો’ (‘મેમોરેબિલિયા’ ૧–૧–૨) પ્લેટોના જણાવ્યા પ્રમાણે સૉક્રેટીસના છેલ્લા શબ્દો આ હતા “ક્રીટો, એસ્ક્લેપીયસ મારી પાસે બલિદાનનો એક કૂકડો માગે છે, તુ યાદ રાખી મારુ તે દેવુ ભરપાઈ કરીશ?” [ફીડો ૧૧૮]

## ૨

# આર્ય સત્યો અને આર્ય માર્ગ

બુદ્ધનો પ્રથમ ધર્મોપદેશ તેમના મૂળ શબ્દોમાં સચવાઈ રહેલો આજે આપણને મળે છે.[૧] તે શબ્દો તથા વિચારો બુદ્ધના પોતાના જ છે, એ

પ્રથમ ધર્મોપદેશ

બાબતમાં અવિશ્વાસ કરવાની જરૂર નથી. તેમાંનું નિરૂપણ તદ્દન સીધુંસાદું છે. મુમુક્ષુઓએ કામોપભોગ અને દેહદંડ એવા બે છેડાઓ તરફ જવાને બદલે મધ્યમ માર્ગ અનુસરવો, એવું જણાવી, દુઃખ, દુઃખનો ઉદય, દુઃખનો નિરોધ, અને તે સાધવાનો માર્ગ – એ ચાર સત્યો તે આ પ્રમાણે રજૂ કરે છે:—

૧. "જન્મ દુઃખકારક છે, જરા દુઃખકારક છે, વ્યાધિ દુઃખકારક છે, મરણ દુઃખકારક છે અપ્રિય વસ્તુઓનો સમાગમ અને પ્રિય વસ્તુનો વિયોગ પણ દુઃખકારક છે, તથા ઇચ્છેલી વસ્તુ ન મળવાથી પણ દુઃખ થાય છે."

પ્રથમ આર્ય સત્ય: દુઃખ

૧. પાલિ ત્રિપિટકનો અભ્યાસ કરતા આપણને જણાય છે કે, ચાર આર્ય સત્યો, અને આર્ય અષ્ટાંગિક માર્ગ વિષેનો વારાણસીવાળો ઉપદેશ, મહાપરિનિબ્બાન સુત્તના કેટલાક સંભાષણો, તેમજ **ધમ્મપદ**, **ઉદાન** અને **ઇતિવુત્તક**મા 'બુદ્ધવચન' તરીકે ચાલ્યા આવેલા કેટલાક શ્લોકો અને ટુચકાઓ, એ બધાનું મૂળ, બુદ્ધ પોતે જ હશે, એમ માની શકાય, કારણકે, નેપાળના સંસ્કૃત ગ્રંથોમા અને તિબેટન તથા ચીની ભાષાંતરોમા એ ભાગ સમાનરૂપે જ મળી આવે છે.

જન્મ અને મૃત્યુ, શોક અને પ્રેમ, એ સાર્વભૌમ હકીકતો છે એ ઘટનાઓ જીવનમા ક્યાક ગ્હેલી વિસ ગતતા કે અણુ ગોળની સૂચક છે માણસના દુ:ખશોક તથા તેના આધ્યાત્મિક રોગનુ નિદાન કરશો તો તેના મૂળમા કોઈ ને કોઈ સ્વરૂપે અથડામણ અથવા વિસ વાદ જ ગ્હેલા જોવા મળશે. અનિત્ય અને ક્ષણિક એવા આ સસારનુ એ વ્યાપક લક્ષણ છે, તેમાથી છૂટવાનો ઉપાય શક્ય હોવો જોઈએ અને તે ખોળી કાઢવો જોઈએ

બીજુ આર્ય સત્ય દુ ખનુ મૂળ

૨ દરેક બાબતને કારણ હોય છે, અને તે પાછી નવુ કાર્ય ઉત્પન્ન કરતી હોય છે આ કાર્ય કારણનો સાદો નિયમ દેવો મનુષ્યો, આકાશ પાતાળ એમ આખા વિશ્વમા સર્વત્ર પ્રવર્તે છે એ નિયમ અનત આકાશમા પથરાયેલા, તથા ઝગઝગાટ કરતા ગ્રહમડળો અને વૃદ્ધિ વિનાશના પરિવર્તનોની અનત હારમાળવાળા બાહ્ય વિશ્વમા જ પ્રવર્તે છે એમ નથી, પરતુ માનવજીવનની અને ઇતિહાસની બીનાઓને પણ લાગુ પડે છે આપણે જો દુ ખનુ કારણ શોધી કાઢી શકીએ અને તેને દૂર કરીએ, તો દુ:ખ પોતે પણ દૂર થઈ જાય દુ ખનુ કારણ તૃષ્ણા – અર્થાત કામભોગ અને જીવિત માટેની તૃષ્ણા છે.

આ સત્યને પછી બાર અકોડાવાળી કારણપરપરાની સાકળમાં વિકસાવવામા આવ્યું છે [૧]

[૧] અવિદ્યાથી સસ્કાર (પ્રવૃત્તિ) સસ્કારથી વિજ્ઞાન (જાણવાપણું) વિજ્ઞાનથી નામરૂપ નામરૂપથી [ષડાયતન (મન અને પાચ જ્ઞાનેદ્રિયો),

અવિદ્યા અને તૃષ્ણા એ કોઈ બાબતના વિચાર અને આચાર જેવા બે પાસા છે, તે બે એ રીતે પરસ્પર સંકળાયેલી વસ્તુઓ છે અવિદ્યા જનમની એ જીવન સાથેના ભંગાણનુ— તેની જીવંત અખંડતામા પડેલા વિચ્છેદનુ પ્રતીક છે તથા જગતના સુમેળ સામે બળવા રૂપે, પોતાની જાતને અલગ પાડવારૂપે, તથા અતિશયતાભરી વૈયક્તિકતારૂપે તે વ્યક્ત થાય છે આમ જીવાત્માને સંતાપતી તૃષ્ણાઓ અને કામનાઓ ઊભી થાય છે, તેઓ તેને સાંકળોમા જકડી લઈ, એવી તો પરાધીન દશાએ પહોચાડે છે, કે જેમાથી છૂટવાના પછી તે વ્યર્થ ફાંફા મારે છે તે અવિદ્યાનો નાશ સંબોધથી અને તૃષ્ણાનો નિરોધ આર્ય અષ્ટાંગિક માર્ગથી થાય છે [1]

કર્મ અને પુનર્જન્મ વિષે માન્યતા

<u>પૂર્વગ્રહોમાથી મુક્તિ</u> એ સાપેક્ષ વસ્તુ છે, અને બુદ્ધ પણ પોતે સર્વ પ્રકારના પૂર્વગ્રહોથી સદંતર મુક્ત હતા એવો દાવો ન કરી શકે કર્મ અને પુનર્જન્મની બાબતને તે સ્વયંસિદ્ધ તરીકે

પડાયતનથી ] સ્પર્શ (ઇંદ્રિયવિષયસંયોગ) સ્પર્શ થી વેદના (સુખ દુ ખ કે એ ત્રણ અવસ્થા) વેદનાથી તૃષ્ણા તૃષ્ણાથી ઉપાદાન (લોભ) ઉપાદાનથી ભવ (કર્મ) ભવથી જન્મ અને જન્મથી જરા મરણ–શોક–પરિદેવન દુ ખ–દૌર્મનસ્ય ઉપાયાસ જુદે જુદે સ્થળે આ સાંકળના ક્રમમા ફેર છે

૧ સરખાવો કઠોપનિષદ ૨ ૬ ૧૪ — જ્યારે તેના હૃદયમા સ્થિત બધા કામો ટળી જાય છે ત્યારે મર્ત્ય માણસ અમર બને છે અને આ જગતમા જ બ્રહ્મપ્ર અનુભવે છે સરખાવો ધમ્મપદ (૨૫૧) — 'રાગ સમાન અગ્નિ નથી દ્વેષ સમાન ગ્રહ (ગ્રાહ) નથી મોહ સમાન જાળ નથી અને તૃષ્ણા સમાન પૂર નથી

સ્વીકારી લે છે. માણસ જેવાં કર્મ કરે છે, તેવો તે બને છે. આપણે નિરંતર પોતાનું સારું અથવા નરસું નૈતિક ઘડતર કરતા હોઈએ છીએ. આપણો દરેક વિચાર, દરેક લાગણી, અને દરેક સંકલ્પ આપણા વ્યક્તિગત વિકાસમાં કંઈ ને કંઈ ફાળો નોંધાવતાં જાય છે. એ રીતે માનવજાત સતત પોતાનું ઘડતર પોતે કર્યા કરતી હોય છે. આજે નજરે ન પડતા એવા ભૂતકાળના વિચારો અને કૃત્યોએ જ ખરેખર આપણા જગતની આજની વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરી હોય છે. બુદ્ધ જીવનને અનંત એવા ઋતના નિયમ[1]માં રહીને પ્રવર્તતું માને છે. આપણે આપણાં કૃત્યોનાં પરિણામોમાંથી કદી છટકી શકીએ તેમ નથી. દરેક જાતનું દુઃખ, રોગ અને હાનિ, નિષ્ફળતા અને નિરાશા, પ્રેમ અને હતાશાના જખમો—એ બધાની પાછળ નૈતિક રહસ્ય રહેલું હોય છે, અને નૈતિક કાર્યકારણના નિયમ હેઠળ જ તે બધું નિયત થયું હોય છે. નર્યા સ્વાર્થમય જીવનની સજા જેમ ભોગવવી પડે છે, તેમ આપણે ગાળેલુ પરોપકારમય જીવન આંતરિક શાંતિરૂપે ફળે છે. આપણે જે કાંઈ કર્યું છે, તે આપણને આંખોમાં આંગળી ખોસીને બતાવી આપવામાં આવશે, તથા ઈઝેકીલના[2] સૂચક શબ્દોમાં કહીએ તો, 'આપણે કરેલા ગુનાઓ માટે આપણે આપણી જાતને ધિક્કારીશું'—એવી બુદ્ધને આંતરિક પ્રતીતિ છે. તે કહે છે, 'મારું કર્મ એ મારી મિલકત છે; મારું કર્મ એ

[1] 'ઋત' એટલે વિશ્વના મૂળમા રહેલી નૈતિક તેમજ ભૌતિક નિયમની વ્યવસ્થા આને લગતી વિગતે ચર્ચા પાચમા પ્રકરણમા આગળ છે.—અનુ૦.

[2] જુઓ, આ પુસ્તકને અંતે આ પાન માટેની નોધ.

મારો વારસો છે; મારું કર્મ એ મને ટાળનારું બીજું છે; ...
કર્મ એ મારી જાતિ છે; અને મારું કર્મ એ મારું શરણ છે.'

આ પ્રમાણે કર્મના નિયમનું સામ્રાજ્ય સ્વીકારવાનું એક સુપરિણામ એ આવે છે કે, તેનાથી કાયમી નરકવાસની કારમી કલ્પનાઓ[1] આપોઆપ દૂર થઈ જાય છે. કારણકે કોઈ પણ યાતનાની ભૂમિકા શાશ્વત નથી. સ્વર્ગ અને નરક સાન્ત અને અનિત્ય વસ્તુઓ જ છે. તેમનાં સુખદુઃખ ભલે ને ગમે તેટલાં તીવ્ર તથા લાંબાં હોય, તોપણ તેમનેય અંત છે, અને તે અંત ક્યારે અને કેવી રીતે લાવવો એ આપણા પોતાના હાથની વસ્તુ છે. આપણે આપણી કોઈ પણ પાશવિક વૃત્તિને નિર્મળતામાં પલટી નાખીએ, આપણા કોઈ પણ હલકટ હેતુને ફાવવા ન દઈએ, કે આપણી કોઈ પણ પામર નબળાઈને જીતી લઈએ, એની જરૂર અસર થાય છે.

પરંતુ તેથી કરીને આપણે એમ માનતા થઈ જવાનુ નથી કે, જગતમાં જે કંઈ ગરીબાઈ અને દુ.ખ છે, તેની સાથે આપણે કંઈ લેવાદેવા નથી, દરેક જણ તેણે જેવું કર્યું હશે તેવું પામતો હશે, તથા એ બધા દુઃખશોકની જવાબદારી તેની પોતાની છે! જો કોઈ માણસને એવું લાગે, તથા સમગ્ર જીવ-સૃષ્ટિની અરસપરસ ભ્રાતૃભાવની ઉચ્ચ ભાવના ન ઝીલવા જેટલુ તેનું હૃદય કઠોર બની ગયુ હોય, તો કર્મનો નિયમ પણ તેની

૧. ખ્રિસ્તી, જૈન વગેરે ધર્મોમા અમુક જીવો કાયમને માટે શાપિત–'અભવ્ય' છે, તેમનો કદી મોક્ષ ન થઈ શકે એવી માન્યતા છે, તેનો અહીં ઉલ્લેખ છે.—અનુ૦

સાથે કઠોરતાથી વર્તશે, કારણ તેણે પોતે જ તેની દયા અને ક્ષમાના વાહક બનવાનુ નક્કી કર્યું છે)

(બૌદ્ધ માન્યતા પ્રમાણે,) કર્મના નિયમનો અમલ કોઈ સાકાર ઈશ્વરની ડખલગીરીને અધીન નથી એટલે ઈશ્વરી અન્યાયો કે તેની સ્વચ્છદી મનસ્વિતાના મૂઝવનારા ગોટાળાઓને તે માન્યતામા સ્થાન નથી

મનુષ્યના ઘટકો પાચ સ્કધ

મનુષ્યપ્રાણી પાચ વસ્તુનો સમાસ છે —(૧) રૂપસ્કધ એટલે કે હલનચલનની શક્તિઓવાળુ અને ઇદ્રિયોના ગોલકોવાળુ શરીર, (૨) સુખ દુ ખ ઈત્યાદિ વેદનાઓ, (૩) દર્શન શ્રવણ ઘ્રાણ સ્વાદ અને સ્પર્શની સજ્ઞાઓ, કે જેમના વડે તે બાહ્ય જગત સાથે વ્યવહાર કરે છે, (૪) ભૂતકાળમાથી ઊભા થયેલા અમુક બાબતોના ગમા અણગમા કે અમુક જાતની શક્તિઓ રૂપી સસ્કારો, તે બધા પૂર્વજન્મમાથી મળેલા સારા અથવા નરસા વારસારૂપ હોય છે, તથા નવા જન્મ વખતે શરૂઆત કરવા માટે ચારિત્ર્યના ભડોળ તરીકે કામ દે છે, (૫) અને એ બધાને આવરી લેતુ વિજ્ઞાન, કે જેમા સ્થૂલ વિચારથી માડીને સૂક્ષ્મ ધ્યાન સુધીની બધી ચેતસિક પ્રવૃત્તિઓ આવી જાય છે[1]

કોઈ પણ માણસનુ આતર જીવન વિચારો, કામનાઓ, આસક્તિઓ અને વાસનાઓનુ બનેલુ હોય છે એ બધાને

1 બૌદ્ધ પરિભાષામા આ પાચને **પચસ્કધ** કહે છે તેમના કઈક વિગતે વિવરણ માટે જુઓ વિદ્યાપીઠનુ પૂજાભાઈ જૈન ગ્રથમાળાનુ આચાર્ય ધર્માનદ કોસબીકૃત પુસ્તક બુદ્ધચરિત પૃ ૧૦૯–૧૧૧ અનુ૦

ધારણ કરી રાખનારું ભૌતિક ખોળિયું જ્યારે મરણસમયે નાશ પામે છે, ત્યારે બાકી રહેલા સૂક્ષ્મ સંસ્કારોથી નવી વ્યક્તિ ઊભી થાય છે. તે નવી વ્યક્તિ શરીરથી નહીં, તોય મનથી તો પેલા મરી ગયેલા મનુષ્ય સાથે અખંડ રીતે સંબદ્ધ હોય છે, અને તેણે પોતાની કરણીથી જેવી કમાણી કરી હોય છે, તે પ્રમાણે આને સુખદુઃખ ભોગવવાં પડે છે. સંસારી પ્રાણીના ઘટક સ્કંધો નિરંતર બદલાયા કરે છે, પણ જ્યાં સુધી તે બધાને ભેગા જોડી રાખનારી અને પુનર્જન્મ ઊભા કર્યા કરનારી શક્તિરૂપ વાસના – અર્થાત્ અલગ અસ્તિત્વ માટેની ઇચ્છા, નિર્વાણ નથી પામી જતી, ત્યાં સુધી તે સ્કંધો કાયમને માટે વીખરાઈ જતા નથી.

અનાત્મા

જો કોઈ નિત્ય આત્મા જેવી વસ્તુ ન હોય, તો અનાત્માએ કરેલા કૃત્યો માટે કોને ફળ ભોગવવા પડે છે? બુદ્ધ એ પ્રશ્નનો એવો જવાબ આપે છે કે, જે માણસ હજુ તૃષ્ણાના અધિપતિપણા હેઠળ છે, તેવો અજ્ઞાની, પોતાના ગુરુએ કહેલી વાતથી પાર દોડી જવાનો વિચાર કરી શકે ખરો?[1] પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં આ મુશ્કેલીનું કાંઈ નિરાકરણ આપેલું નથી, માત્ર પૂર્વજન્મ અને નવા જન્મ વચ્ચે માનસિક અખંડતા રહે છે, એટલું જણાવેલું છે.[2]

---

૧ સંયુત્ત, ૩,૧૦૩ सत्थुसासनम् अतिधावितब्बम् मञ्ञेय्य। આ પ્રશ્નની વિગતે ચર્ચા આગળ છઠ્ઠા પ્રકરણમાં આવશે —અનુ૦

૨ મહાનિદાનસુત્તમાં, પુનર્જન્મ થતા પહેલાં માતાના ગર્ભમાં ચેતનાનું અવતરણ (અનુક્રમ) થવાનો ઉલ્લેખ આવે છે પૂર્વજન્મ અને નવા

જે માણસ આત્માનુ અને તેના પુનર્જન્મોનુ સ્વરૂપ સમજે છે, તે માણસ કોઈ પણ એક જન્મને સ્વતત્ર રીતે અતિ મહત્ત્વ નહીં આપે, જો કે ભવિષ્ય માટે તે જન્મના પરિણામો ગભીર પણ હોઈ શકે છે

ત્રીજુ આર્ય સત્ય દુ ખનિરોધનો ઉપાય

૩ અવિદ્યાને દૂર કરવા માટે કડક આચારની આવશ્યકતા છે શીલ અને પ્રજ્ઞા એ બને એકબીજા સાથે અતૂટ રીતે સકળાયેલા છે પરતુ બુદ્ધ વિધિવિધાનો, આચારપ્રણાલિકાઓ, નિયમો અને ક્રિયાકાડો નથી ઉપદેશતા ચિત્ત અને હૃદયને શુદ્ધ રાખવું, એ જ કલ્યાણનો માર્ગ છે, અને એ વસ્તુ આપોઆપ સત્કૃત્યો રૂપે જ પરિણમે ચિત્ત તેમજ કર્મની સીધી અને સાદી શુદ્ધતા એ જ તેમના ધર્મના પાયારૂપ છે પૂર્ણ જીવનને બુદ્ધ કોઈ દેવ કે બાહ્ય શક્તિઓ સાથેના કોઈ પ્રકારના સબધો ઉપર આધાર રાખતુ કલ્પતા નથી, અને મનુષ્યને શીખવે છે કે, સારામા સારુ કે નરસામા નરસુ એવુ જે કાઈ તેને થઈ શકે, તે તેના પોતાના હાથની વાત છે આપણે તેમને વારવાર એમ જ કહેતા સાભળીએ છીએ કે, 'હે ભિક્ષુઓ ! દુ ખનો અત કરવા માટે શુદ્ધ બનો—આર્ય અષ્ટાગિક માર્ગને અનુસરો !'

જન્મ વચ્ચે ચેતનાની અખડતા રહે છે એમ તો પ્રતિપાદન કરવામા આવે છે જ ટીકાકારોનો મતભેદ માત્ર એ પ્રશ્ન પરત્વે છે કે એ ચેતના માથે લિંગદેહ જેવુ કાઈ હોય છે કે નહીં દાખલા તરીકે બુદ્ધઘોષ ચેતના સાથે એવુ સાથ ભૌતિકરૂપ હોવાની ના પાડે છે [ મહાનિદાનસુત્તના આ ઉલ્લેખની વિગતો માટે જુઓ પુસ્તકને અતે આ પાન ઉપરની નોધ—અનુ૦ ]

અષ્ટાંગિક માર્ગ

એ આર્ય અષ્ટાંગિક માર્ગ પરિપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટેની એક સીડી રજૂ કરે છે. તેનુ પહેલુ પગથિયુ સમ્યગ્દૃષ્ટિ એટલે ચાર આર્ય સત્યોનુ[1] સમ્યક્ જ્ઞાન છે. આ સમ્યક્ જ્ઞાનને ઉપનિષદોના જ્ઞાન એટલે કે સાક્ષાત્કાર સાથે કે, ભક્તિમાર્ગીઓની શ્રદ્ધા સાથે ભેળવી દેવું ન જોઈએ. તોપણ જ્યા સુધી આ સત્યોને માત્ર બુદ્ધિથી જ સમજી રાખ્યાં હોય, ત્યા સુધી તેમનામા જીવનપરિવર્તક બળ હોતું નથી. તે સત્યોને દરેક માણસે પોતાના અંતરના ઊંડાણમાથી પામવા જોઈએ તથા તેમની પ્રતીતિ કરવી જોઈએ. સમ્યક્ દૃષ્ટિ એટલે કે જાગી ઊઠવુ – ચેતવુ, અર્થાત જે માર્ગે જઈને અત્યાર સુધી પોતે પોતાનુ સત્ય અને શ્રેય ગુમાવતા હોઈએ, તે માર્ગ ત્યાગી દેવો, અને યથાયોગ્ય સમજ (દૃષ્ટિ) પ્રાપ્ત કરવી. આ કાઈ પોતાના અભિપ્રાયોની સામાન્ય ફેરબદલી નથી, પરંતુ પોતાના સ્વભાવનો ધરમૂળથી પલટો છે, કે જે આત્માના ઊંડાણ સુધી પહોચતો હોય છે, અને આપણને નૈષ્કર્મ્ય (એકાતવાસ), પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવ (અવ્યાપાદ) અને અવિહિંસાના સમ્યક્ સંકલ્પ રૂપી બીજા પગથિયે લઈ જાય છે[2] સમ્યક્ સંકલ્પ એટલે વિષયસુખોનો ત્યાગ કરવાનો,

---

1 દુઃખ, દુઃખનુ કારણ, દુઃખનો નિરોધ, અને તે માટેનો માર્ગ

2. દીઘ૦ ૧–૧૨૪ મજ્ઝિમ૦ ૪૧મા બુદ્ધ જણાવે છે કે, સત્પુરુષનો દૃઢ સંકલ્પ જરૂર સફળ થાય છે "જો કોઈ ધર્મચારી તથા ન્યાય્ય આચરણવાળો માણસ આસવોનો ક્ષય કરી, પ્રજ્ઞાવિમુક્તિ નામની ચિત્તની વિમુક્તિ દૃષ્ટાન્તમા જ પ્રાપ્ત કરવાનો સંકલ્પ કરે તો તે તેને માટે શક્ય

બીજા પ્રાણીઓ પ્રત્યે દ્વેષભાવનો ત્યાગ કરવાનો, તથા કોઈને ત્રાસ ન આપવાનો સંકલ્પ ત્રીજુ પગથિયુ સમ્યક્ વાચા છે સમ્યક્ વાચા એટલે અસત્ય (મૃષાવાદ) ન બોલવુ, ચાડી (પિશુનવાચા) ન ખાવી, ગાળો (પરુષવાચા) ન ઉચ્ચારવી, અને નિરર્થક (સંભિન્ન) પ્રલાપ ન કરવો તે ચોથુ પગથિયુ તે સમ્યક્ કર્મ છે સમ્યક્ કર્મ એટલે પ્રાણઘાત ન કરવો, ચોરી (અદત્તાદાન) ન કરવી, અને કામ મિથ્યાચાર અર્થાત્ વ્યભિચાર ન કરવો તે પાચમુ પગથિયુ તે સમ્યક્ આજીવ અર્થાત્ ખરાબ માર્ગે આજીવિકા ન કરવી, એ છે ખરાબ માર્ગો જેવા કે, વણજારાનો ધંધો, ગુલામોનો વેપાર, કસાઈનો ધંધો, દલાલનો ધંધો અને ઝેર વેચવાનો ધંધો બુદ્ધે પોતાના ભિક્ષુઓને કદી પણ લશ્કરમા જોડાવાની મનાઈ કરી હતી

પરંતુ અષ્ટાંગિક માર્ગ એ કાંઈ નીતિનિયમોનો સંગ્રહ નથી, પણ એક જીવનમાર્ગ છે તેનુ છઠ્ઠુ પગથિયુ સમ્યક્ વ્યાયામ (પ્રયત્ન) છે અર્થાત્ જે ખરાબ વિચારો મનમા આવ્યા ન હોય તેમને ઉત્પન્ન ન થવા દેવાનો પ્રયત્ન, જે ખરાબ વિચારો મનમા આવ્યા જ હોય તેમનો નાશ કરવાનો પ્રયત્ન, જે સુવિચારો મનમા આવ્યા ન હોય તેમને ઉત્પન્ન

---

૭ સરખાવો બાઈબલ, જેમ્સ ૧ ૧૬ સદાચારી માણસ ખરા દિલથી જો પ્રાર્થના કરે તો તે જરૂર સફળ થાય છે નોંધ પ્રાચીન બૌદ્ધ ધર્મમા એ સફળતાને માટે ઈશ્વરને કરેલી અરજનો જવાબ માન્યો નથી પરંતુ વિશ્વનિયમનો જ [illegible] જવાબ [illegible] છે

કરવાનો પ્રયત્ન, અને જે સુવિચારો મનમાં આવ્યા જ હોય, તેમને વધારીને પૂર્ણતા તરફ લઈ જવાનો પ્રયત્ન.

આંતરનિરીક્ષણની ટેવ

આ પગથિયેથી મનના ખેડાણની શરૂઆત થાય છે. આંતરનિરીક્ષણની ટેવ એ માનવચિત્તના પેટાળમાં વસતાં ભૂતોનું નિરાકરણ કરવાનો, દુષ્ટ કામનાઓ અને તૃષ્ણાઓને ઉન્મૂળ કરવાનો, ચિત્ત તેમ જ આપણાં બાકીનાં કરણો વચ્ચે એટલે કે અટપટા માનસિક અને શારીરિક તંત્ર વચ્ચે સમતુલા જાળવવાનો અસરકારક માર્ગ છે. માણસ બીજાઓ સાથેના સંબંધમાં જ નહીં, પણ પોતાની સાથે પણ જૂઠ અને છેતરપિંડી ચલાવતો હોય છે. ઘણી વાર આપણે શુદ્ધ તેમજ નિઃસ્વાર્થી હેતુઓથી નહીં, પણ કોઈ જાતના અંગત વિરોધને કારણે અથવા જીવનમાં મળેલી નિષ્ફળતાને કારણે અમુક વિચારો ધરાવતા હોઈએ છીએ. આપણું અભિમાન ઘવાયું હોય કે આપણા પ્રેમનો પ્રત્યુત્તર ન મળ્યો હોય, કે આપણામાં કોઈ લજ્જાસ્પદ શારીરિક ખોડખાંપણ હોય, તેને કારણે આપણે વેરવૃત્તિવાળા કે કઠોર બની જઈએ છીએ. માણસની બાબતમાં ધ્યાન ખેંચે એવી બાબત હોય તો તે એ છે કે, તે પોતાની જાતને આમ વારંવાર છેતર્યા કરે છે. આપણામાંના ઘણા, દિવસનો મોટો ભાગ, યંત્રવત્ વર્તીએ છીએ. આપણા વિચારો અને લાગણીઓ પણ ટેવોથી ઊભાં થયેલાં બીબાં અનુસાર ઢળ્યા કરે છે. આંતરનિરીક્ષણથી આપણે એ જાતનાં યંત્રવત્ આચરણનાં બીબાં તોડી શકીએ છીએ; મન જે યાંત્રિક ટેવોનો

આશરો લેતું હોય છે તે દૂર કરી શકીએ છીએ; અને એ રીતે આપણું સત્ય સ્વરૂપ પામી શકીએ છીએ.

આળસ અને પ્રમાદ, દુષ્ટ કામનાઓ જેટલી જ, આધ્યાત્મિક પ્રગતિને રૂંધનારી વસ્તુઓ છે. તેથી સાતમું પગથિયું સમ્યક્ સ્મૃતિ છે. સમ્યક્ સ્મૃતિ એટલે શરીર (-નું સ્વરૂપ તથા તેની સુખદુઃખાદિ વેદનાઓ) અને ચિત્ત (તથા કારણપરંપરા વગેરે તાત્ત્વિક બાબતો)-નું એવી રીતે વારંવાર અવલોકન—ચિંતન કરતા રહેવું, કે જેથી સુખદુઃખ, આસક્તિ વગેરેને કારણે ઊભાં થતાં રતિ અને અરતિ ઉપર વિજય મેળવી, જાગ્રત તથા સ્મૃતિયુક્ત રહી શકાય. આત્મભાનથી મળતો એક પ્રકારનો એ આત્મવશીકાર છે; જેથી પછી કોઈ કૃત્ય યંત્રવત્ કે ભાનરહિતપણે થઈ જતું નથી; પરંતુ દરેક વસ્તુ કે કાર્ય અનંત એવી કાર્યકારણપરંપરાની કસોટીએ ચકાસી જોવાય છે.

નિષ્ક્રિયતાનો આરોપ

આઠમું પગથિયું તે *સમ્યક્ સમાધિ* છે. તેનો અર્થ ચાર પ્રકારનાં ધ્યાનો છે. એવો એક વિચિત્ર ખ્યાલ સામાન્ય રીતે પ્રવર્તે છે કે, સમ્યક્ જીવનનો બુદ્ધે બતાવેલો માર્ગ એટલે નિષ્ક્રિયતાનો માર્ગ છે–અર્થાત્ થોડું ઇચ્છવાનો અને કશું ન કરવાનો માર્ગ છે! પરંતુ દુઃખમાંથી ઉગારનાર સત્યનો સાક્ષાત્કાર કરવાનો સંકલ્પ, તેની પ્રાપ્તિ માટે આવશ્યક પ્રયત્ન, સમ્યક્ કર્મના આચરણમાં ખર્ચાયેલ જીવન, તથા પરમ શ્રેય કરતાં ઓછી કોઈ વસ્તુ સ્વીકારી લેવાના કાયમ રહેતા

પ્રલોભનથી ચલિત ન થતી ઇચ્છાશક્તિનુ ધારણબળ—એ બધુ એ ખાતરી ઉપર જ નિર્ભર રહેલુ છે કે, માનવસકલ્પશક્તિ ભગીરથ પ્રયત્ન કરી શકવા અને તેને અતે સફળતા પ્રાપ્ત કરવા માટે સમર્થ છે ધ્યાનમા પણ લક્ષ સ્થિર કરવાપણુ રહેલુ હોઈ, તેમા સકલ્પશક્તિનો પ્રયત્ન ભારોભાર રહેલો હોય છે, તે કાંઈ નિષ્ક્રિય દિવાસ્વપ્ન જેવી સ્થિતિ નથી, પરતુ તેમા તો તીવ્ર પ્રયત્ન વડે ચિત્તને એવુ સ્થિર કરી દેવાનુ હોય છે, કે જેને પરિણામે સકલ્પ અને ચિંતન એકરસ બની જાય છે બુદ્ધના ઉપદેશ મુજબ દરેક માણસે પોતાનો મોક્ષ છેવટે તો એકલે હાથે અને પોતાની જ સકલ્પશક્તિથી મેળવવાનો છે, અને તે ભગીરથ પ્રયત્ન કરવામા તેને દુનિયાભરની સકલ્પ શક્તિની જરૂર પડે છે એવી જે સામાન્ય છાપ છે કે જ્ઞાન અથવા તો સાક્ષાત્કાર એ મળવવાના નહીં પણ બક્ષિસરૂપે મળવાની વસ્તુ છે, એ હકીકતથી વેગળી છે બધી અનુભવ જ્ઞાનની મહાન ક્ષણોને અમુક અશે મેળવેલા કહેવા કરતા મળેલ કહી શકાય,—એટલા પૂરતી એ દશાને પણ મળેલી કહો તો જુદી વાત સાક્ષાત્કાર માટે પ્રયત્ન કરતા જ્ઞાની કે ભક્તને નિષ્ક્રિય કહેવા કરતા તેને તેના સ્વીકાર માટે તત્પર રહેતો કહેવો જોઈએ. એ માટે તેણે પોતાનુ સમગ્ર જીવન પ્રયત્નપૂર્વક નિગ્રહીત, નિયમિત કરી દીધેલુ હોય છે

સમ્યક સમાધિ એ અષ્ટાંગિકમાર્ગનો છેડો તથા પૂર્ણાહુતિ

સંબોધ સાક્ષાત્કાર

બને છે જ્યારે મનોવૃત્તિઓ અને ઇંદ્રિયોની પ્રવૃત્તિ અટકી જાય છે, અને વિતર્ક તથા વિચાર શાંત બની જાય છે, ત્યારે આપણને

આત્માની શુદ્ધતમ અને સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે. તે વખતે આત્મા પોતાના સ્વરૂપનો નિર્ભેળ આનંદ અનુભવે છે. ઉત્તમોત્તમ જીવનની તે પરાકાષ્ઠા છે. તે વખતે અવિદ્યા અને વાસના નિર્વાણ પામી ગયાં હોય છે, અને તેમનું સ્થાન (અનુક્રમે) પ્રજ્ઞા તથા પવિત્રતાએ લીધું હોય છે. શાંત ધ્યાનની અને સમાધિના આનંદની તે દશા છે, તથા ચિત્તે પોતે પોતા માટે તેને ઘડી હોય છે. આત્માનું તે સાચું અને નિર્વિકાર જીવન છે, અને તેમાં આપણને આપણા શાશ્વત જીવનની એવી ઝાંખી થઈ જાય છે, કે જેની સરખામણીમાં આપણું સામાન્ય જીવન તો દુઃખ અને રોગરૂપ લાગે છે. તે દશામાં આપણને સાક્ષાત્ તથા અનંત સ્વાતંત્ર્ય અને જ્ઞાનનો અનુભવ થાય છે.

ભિક્ષુઓ તેમજ ગૃહસ્થો માટે બુદ્ધ વ્યવહારુ સાધનાના માર્ગ ઘડી આપે છે. બ્રાહ્મણ કૂટદંત સાથેના સંવાદમાં તે બધા ગૃહસ્થ અનુયાયીઓને લાગુ પડતા પાંચ નીતિનિયમોનું આ પ્રમાણે વિધાન કરે છે:—પ્રાણઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ન બોલવું, અને દારૂ વગેરે માદક પદાર્થોનું સેવન ન કરવું. બુદ્ધ કોઈને નિષ્ક્રિયતા ધારણ કરવાનું કહેતા નથી. એક જૈન ઉપાસક બુદ્ધને પૂછે છે, 'તમે અક્રિયાવાદનો ઉપદેશ કરો છો, એ વાત ખરી છે?' બુદ્ધ જવાબ આપે છે:—'એક રીતે મને અક્રિયાવાદી કહેવાય એમ છે. કારણકે, પાપવિચારરૂપી ક્રિયા કરવી નહીં, પાપવિચારોનો નાશ કરવો, પાપવિચાર મનમાં સુદ્ધાં આવવા દેવો નહીં,

એવો ઉપદેશ હું કરું છું. પણ કુશળ વિચારો રૂપી ક્રિયા કરવી, કુશળ મનોવૃત્તિઓ વધાર્યે જવી, અને સદિચ્છાને અનુસરીને વર્તવું એવી ક્રિયા પણ હું ઉપદેશું છું.'

પ્રેમ

બુદ્ધની શીલશિક્ષામાં મૈત્રીભાવના – પ્રેમભાવનાને પુણ્યકર્મો કરતાં પણ વધુ અગત્યની ગણવામાં આવી છે. "ગમે તેટલાં અને ગમે તેવાં પુણ્યકર્મો હોય, તોપણ હૃદયને વિકસિત કરનારા પ્રેમના સોળમા અંશ બરાબર પણ તે થાય નહીં. પ્રેમમાં તે બધાંનો સમાવેશ આપોઆપ થઈ જાય છે. પ્રેમ પોતે તેજસ્વી છે, અને પ્રકાશ તથા ઉજ્જ્વળતા અર્પે છે." "માતા જેમ પોતાના એકના એક પુત્રને પોતાના જીવને જોખમે પણ પાળે છે, તે જ રીતે બધાં પ્રાણીઓ પ્રત્યે અમર્યાદ પ્રેમ રાખવો." સાચો બૌદ્ધ પોતાના આનંદ કે સુખ માટે અન્ય પ્રાણીઓને મારે નહીં કે તેમનું માંસ ખાય નહીં. પશુ કે પ્રાણીઓને પણ તે પોતાનાં નાનાં ભાંડુ ગણે; નહીં કે હલકી કોટીનાં પ્રાણીઓ, કે જેમના ઉપર સત્તા ચલાવવાનો તેને દૈવી હક્ક છે. ચિત્તની વિમલતા અને બધી સજીવ સૃષ્ટિ પ્રત્યે મૈત્રીભાવ, એ બુદ્ધનો આદેશ છે. બુદ્ધ કોઈ સ્વભાવગત પાપને[1] નહીં, પરંતુ અજ્ઞાન અને મૂર્ખતાને જ જવાબદાર ગણે છે, અને તે વસ્તુ સંબોધ અને સહાનુભૂતિથી દૂર કરી શકાય તેવી છે.

૪. જ્યારે માણસ અવિદ્યાને દૂર કરે છે, પોતાને ફળ

૧. એ જાતની ખ્રિસ્તી માન્યતાનો અહીં ઉલ્લેખ છે.—અનુ૰

ચોથુ આર્ય સત્ય
દુઃખનિરોધ
અર્થાત્ મુક્તિ

ભોગવવાની સ્થિતિએ પાછો ખેંચી જવાની પોતાના જ કર્મોની તાકાતને તોડી નાખે છે, તથા તૃષ્ણા અને શોક કરતો બંધ થાય છે, ત્યારે તે સંબોધ પ્રાપ્ત કરે છે, તથા આ દૃશ્ય જગતથી ભિન્ન, તથા મૂર્તતા કે અમૂર્તતા અને સુખ કે દુઃખથી પર એવી વિલક્ષણ સત્તા કે સત્યમાં પ્રવેશ કરે છે એનું સ્વરૂપ મનુષ્યપ્રાણીની કલ્પનામાં આવી શકે તેવું નથી કહેવું હોય તો એટલું કહેવાય કે, તે મુક્તિ છે — પુનર્જન્મમાંથી છુટકારો છે — નિર્વાણ છે

આ સ્થિતિના સ્વરૂપ વિષે આથી વિશેષ સમજૂતી આપવાની બુદ્ધ ઘસીને ના પાડતા કારણકે, તેનાથી લાભ કશો નથી, અને કદાચ આપણે આપેલા તેના વર્ણનો અર્થહીન જ હોય તેના સ્વરૂપનું વર્ણન કોઈ શબ્દોમાં ન થઈ શકે, પરંતુ તેને શી રીતે પ્રાપ્ત કરી શકાય, એ બુદ્ધ દર્શાવે છે જેઓ તેમણે બતાવેલ માર્ગે ચાલે, તેમને આ જન્મમાં જ તેનો અનુભવ કરાવી આપવાની તે પ્રતિજ્ઞા કરે છે બુદ્ધ કોઈ પ્રકારના ક્રિયાકાંડો, વ્રતતપો, દેવદેવીઓ કે પોતાની પણ ઉપાસનાનું વિધાન કરતા નથી તે તો સત્યના શોધક તથા ઉપદેશક છે તે પોતાના ઉપદેશનું કેન્દ્ર સદાચાર — સમ્યક પ્રવૃત્તિને બનાવે છે, અને સમકાલીન તાર્કિકો સાથે તાત્ત્વિક ચર્ચાઓમાં ઊતરતા નથી આ જગત અનંત છે કે સાંત છે, અનાદિ છે કે સઆદિ છે, તથા સત્યને પ્રાપ્ત કરનાર માણસનું વ્યક્તિત્વ કાયમ રહે છે કે નહીં, અથવા મૃત્યુ બાદ તેનું

અસ્તિત્વ હોય છે કે મટી જાય છે, એ બધી ચર્ચાઓમાં બુદ્ધ ઊતરતા જ નથી

**સાંપ્રદાયિક દૃષ્ટિઓ**

બુદ્ધ પાસે કોઈ 'દૃષ્ટિઓ'[1]—વાદો કે સિદ્ધાંતો નથી. અનાદિ કાળથી પોતાને પ્રાપ્ત[2] એવું કોઈ જ્ઞાન લઈને પૃથ્વી ઉપર આવ્યાનો તે દાવો કરતા નથી જાતકકથામાં આવતા તેમના પોતાના જ કથન પ્રમાણે, તેમણે તે જ્ઞાન અસંખ્ય જન્મો દરમ્યાન આદરેલા ધીરજયુક્ત પ્રયત્નથી મેળવ્યું હતું.[3] તે પોતાના અનુયાયીઓને આધ્યાત્મિક પ્રગતિનો સાધનામાર્ગ ઉપદેશે છે, નહીં કે કોઈ ધાર્મિક માન્યતાના સિદ્ધાંતોનો સમૂહ તે બરાબર સમજતા હતા કે, સામાન્ય રીતે લોકોની બાબતમાં એવું બને છે કે, તેઓ અમુક ધર્મતત્ત્વની માન્યતાને સ્વીકારી લે છે ને પછી તે બહાને જાતે કરવાની સાધના કે શોધને પડતી મૂકે છે આપણે ઘણી વાર અમુક હકીકતોને સ્વીકારવાની ના પાડીએ છીએ તેનું કારણ એ નથી હોતું કે, કોઈ પુરાવો તેમની વિરુદ્ધ

---

1 મજ્ઝિમ૦ ૧–૪૮૬

2 કૃષ્ણ જેવા અવતારી પુરુષ જેમ કહે છે તે પ્રમાણે –જુઓ ગીતા અ૦ ૪ ની શરૂઆતનો સંદર્ભ અહીં ટકોરાયો લાગે છે —અનુ૦

3 અંગુત્તર૦ ૪–૩૬માં એમ જણાવ્યું છે કે, બુદ્ધ એવા મુક્ત આત્મા છે કે જેને કદી કોઈ બંધનમાં આવવાપણું નથી

[ જે જે આસવો વડે દેવપણું, ગંધર્વપણું યક્ષપણું માણસપણું પ્રાપ્ત થાય, તે બધા આસવો મારામાં સદંતર નાશ પામી ગયા છે અને ફરી ઊભા થવાના નથી, જેમ કમળને પાણી સ્પર્શી શકતું નથી તેમ જુદા જુદા લોકો (જન્મો) હવે મને સ્પર્શી શકે તેમ નથી, તેથી હું બુદ્ધ છું '—અનુ૦ ]

જતો હોય છે, પરતુ એ હોય છે કે તે હકીકતો આપણે અગાઉથી સ્વીકારી લીધેલી અમુક માન્યતાઓથી વિરુદ્ધ જતી હોય છે[1]

બુદ્ધ પોતાનો ઉપદેશ પોતાને પ્રાપ્ત થયેલા આધ્યાત્મિક અનુભવની હકીકતની આસપાસ વણે છે એ અનુભવ પોતે શબ્દોમા મૂકી શકાય તેવો નથી (બુદ્ધના ઉપદેશમા જે કાઈ સિદ્ધાતભાગ છે, તે પેલા અનુભવને તથા તેને પ્રાપ્ત કરવાના માર્ગને લગતો જ છે બુદ્ધે જ વાપરેલી એક ઉપમા વડે કહીએ તો, પરમ તત્ત્વ વિષેના આપણા સિદ્ધાતો, કોટલુ ફોડીને બહાર નહીં આવેલા મરઘીના બચ્ચાએ બહારની દુનિયા વિષે બાધેલા સિદ્ધાતો જેટલા જ કીમતી છે સત્યને જાણવા માટે આપણે તેના સાક્ષાત્કાર માટેના માર્ગે પળવુ જોઈએ)

આ બાબતમા જગતના બીજા મહાન વિચારકો સાથે તેમનુ મળતાપણુ છે 'જુવાન માણસોનો બુદ્ધિભ્રશ કરવાના' આરોપના જવાબમા સોક્રેટીસે જણાવ્યુ હતું કે, મારો કોઈ પ્રસ્થાપિત ધર્મસિદ્ધાત નથી, તથા મેલેટસે પોતાના શિષ્યો કે સગાવહાલામાથી એવો કોઈ પુરાવો રજૂ કર્યો નથી કે જેથી એમ દેખાઈ આવે કે, તેમને મારા સિદ્ધાતોથી નુકસાન થયુ છે? ઈસુખ્રિસ્તને પણ સિદ્ધાતો અને વાદો પ્રત્યે તિરસ્કાર હતો તેમણે કોઈ સાપ્રદાયિક માન્યતા રજૂ કરી ન હતી, કે કોઈ પથ પ્રવર્તાવ્યો ન હતો તેમનો ઇરાદો તો જીવનનો એક

1 એપોલોજી ૨૨ [જુઓ પા ૧૦ માટે ગ્રથને અતે આપેલી સોક્રેટીસ વિષેની નોધ —અનુ૦ ]

નવો માર્ગ બતાવવાનો હતો. એમના નવા ધર્મનું પ્રતીક ક્રૂસે ચડવાપણું એટલે કે શહીદી છે, નહીં કે અમુક માન્યતાઓમાં શ્રદ્ધા. તેમના શિષ્ય થવાની શરત એ છે કે, પોતાનો ક્રૂસ પોતાને ખભે ઊંચકવો[1]: અર્થાત્ વેર અને પાપનો પ્રતીકાર અવેર અને ભલાઈના નવા માર્ગે કરવો, પોતાના દૃષ્ટિબિંદુમા ધરમૂળથી પલટો કરવો, તેમજ સ્વાભાવિક અહંતાઓ તથા કીર્તિ અને મહત્તાનાં દુન્યવી ધોરણોને ફગાવી દેવા. સંત પૉલ[2] પ્રેમ, આનંદ, શાંતિ, સહનશીલતા, વિનય, ભલાઈ, શ્રદ્ધા, નમ્રતા અને નિર્વ્યસનિતાને આધ્યાત્મિકતાના સુફળ તરીકે જણાવે છે, અને મૂર્તિપૂજા, ધિક્કાર, વિરોધ, ઈર્ષ્યા, ક્રોધ, કલહ, અદેખાઈ, વધબંધન, અને તેવી બીજી બાબતોને ભૌતિકતાનાં પરિણામો તરીકે જણાવે છે સંત થૉમસ ઍક્વીનાને[3] પોતાના જીવનના અંતિમ વર્ષમા એક લાંબો આધ્યાત્મિક અનુભવ ચાલુ રહ્યો, જેને પરિણામે, તેના મંત્રી રેજિનાલ્ડની આજીજીઓ છતા તેમણે આગળ કાંઈ લખવાની ઘસીને ના પાડી દીધી રૉબર્ટ બ્રિજીસ[4] તેની કવિતામાં[5] તે પ્રસંગને આ પ્રમાણે વર્ણવે છે —

---

૧ ઈસુખ્રિસ્તને પોતાનો માર્ગ ઉપદેશવા બદલ તેમના યહૂદી જાતભાઈઓએ ક્રૂસ ઉપર ચડાવીને મારી નાખ્યા હતા તથા ત્યાર પહેલા તે ક્રૂસ તેમના વડે જ ઊંચકાવીને બધે ફેરવ્યા હતા, તેનો ઉલ્લેખ છે —અનુ૦

૨ ગૅલેટિયન્સ ૫ ૨૨–૩, ૨૦–૧ [ સંત પૉલ વિષે જુઓ પુસ્તકને અંતે આ પાન માટેની નોંધ —અનુ૦ ]

૩ જુઓ પુસ્તકને અંતે, આ પાન માટેની નોંધ

૪ જુઓ પુસ્તકને અંતે, આ પાન માટેની નોંધ

૫ 'ટેસ્ટામૅંટ ઑફ બ્યૂટી '

'પ્રાર્થના વખતે તેમને જે ગૂઢાનુભવ થયો,—અર્થાત્ નેપ્ચ્સમા જ્યારે તે અચાનક સમાધિમા પડી ગયા, ત્યારે તેમના પોતાના માનવ વ્યક્તિત્વને જાણે બીજા કોઈ વ્યક્તિત્વે આવીને ખસેડી નાખ્યુ, એવી હુ કલ્પના કરુ છુ  કારણકે, તે વખતે જાણે તેમને ઍરિસ્ટૉટલ કે ઈસુખ્રિસ્તનુ દર્શન થયુ હોય એમ, તેમણે જાતે લખવાનુ કે બીજા પાસે લખાવવાનુ સદતર બધ કરી દીધુ અને ખડિયો ને કલમ દૂર મૂકી દીધા તે દિવસે કોઈ તેમને ગમે તેટલુ કહે પણ તે સાભળતા જ નહીં રેનોલ્ડ્ઝે ધગશના આગ્રહપૂર્વક તથા મિત્રતાની નિકટતાથી તેમને તેમના અધૂરા રહેલા 'સુમ્મા' ની યાદ દેવરાવવા પ્રયત્ન કર્યો, ત્યારે તેમણે નિ શ્વાસ નાખી જવાબ આપ્યો —

"બેટા, તને હુ એક ગુપ્ત વાત કહુ છુ પણ એક શરતે કે, હુ જીવુ છુ ત્યા સુધી તારે કોઈને તે કહેવી નહીં મારુ લખવાનુ હવે પૂરુ થયુ છે મને એવી બાબતોનો સાક્ષાત્કાર થયો છે કે, તેમની સરખામણીમા મે જે કાઈ લખ્યુ છે કે ઉપદેશ્યુ છે, તે બધુ મને અતિ તુચ્છ લાગે છે હવે હુ મારા ઈશ્વર પાસે અવી આશા રાખી રહ્યો છુ કે મારુ લખવાનુ જેમ તેણે પૂરુ કર્યું તેમ હવે મારા જીવનને પણ પૂરુ કરે !"

આટલે સુધી આપણે, મળી શકતા બધા પુરાવાઓને આધારે નક્કી કરી શકાય તેટલી નિશ્ચિતતાથી, બુદ્ધના જીવન તથા ઉપદેશ વિષે પ્રાચીનમા પ્રાચીન પરપરાઓ શુ કહે છે, તે જોયુ જોકે, તેમનુ આચરણ તથા ઉપદેશો તેમના જમાનાના ધાર્મિક જગતને તો બરાબર માફક આવ્યા હતા, તોપણ માણસોને સુખની પ્રાપ્તિનો અને દુખમાથી મુક્તિનો માર્ગ બતાવવામા તેમણે દાખવેલી નિર્મળ સરળતા, સક્રિય પ્રેમ, અને અગત મદદને કારણે તેમના સમકાલીનો તેમજ પછીની પેઢીઓએ તેમને એક તારક[1] તરીકે સ્વીકાર્યા છે

---

[1] મહાપદાનસુત્તતમા બુદ્ધના ઈશ્વરીપણા બાબત બહુ ભારપૂર્વક કથન કરેલુ છે

જીવનને લગતા અંતિમ પ્રશ્નોનો જવાબ વાણી અને મનથી પર છે એમ કહીને, તથા તેમને લગતું કાંઈ પણ ભાવાત્મક વિધાન કરવાની ના પાડીને તે પોતાની પછી અનેક શાસ્ત્રાર્થી ચર્ચાઓ ઊભી થવામાં કારણભૂત બન્યા; તેમજ ઓછી ઉત્કટતાવાળા લોકની આવશ્યકતાઓ અનુસાર, બૌદ્ધ ધર્મના ઓછા કડક તથા ઓછા ફિલસૂફિક એવા પ્રકારો પણ પછીના સમયમાં વિકસ્યા, પરંતુ તે બધાની વિગતમાં અહીં ઊતરવાની જરૂર નથી.



## ૩

# બુદ્ધના ઉપદેશોનું મૂલ્યાંકન

વિચારોમા નવુ અને જૂનુ

બુદ્ધે ખરેખર કયો સિદ્ધાંત ઉપદેશ્યો છે, અથવા તેમના પ્રાચીનતમ અનુયાયીઓ તે વિષે શું માનતા હતા, તે જાણવા માટે આપણે આપણી જાતને કલ્પનાથી ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકાના હિંદુસ્તાનમા મૂકી દેવી જોઈએ. તત્ત્વચિંતકો પણ પોતાના દેશકાળની ભૂમિકામાં, બીજા લોકોથી કાંઈ ઓછા વવાયેલા નથી હોતા. તેઓ પોતાના વિચારોને જે બીબાંમા ઢાળે છે તે, તેમ જ તેઓના આચારના પ્રકારો પણ તેમની આસપાસ આચાર અને વિચારની જે રૂઢિઓ પ્રવર્તતી હોય છે, તે વડે જ મોટે ભાગે ઘડાયા હોય છે અલબત્ત, મહાપુરુષો પોતાના જમાનાના વિચારભંડોળમાં પોતાનો અંગત એવો કાયમનો ફાળો ઉમેરતા હોય છે, પરંતુ તેઓ જે જમાનામા જીવતા હોય છે તે જમાનાથી તેઓ સદંતર પર થતા નથી કે થઈ શકતા નથી. તેઓ જે પ્રશ્નોનો જવાબ આપવા પ્રયત્ન કરતા હોય છે તે પણ, તેમના સમકાલીનો જેમની ચર્ચા કરતા હોય છે તે જ હોય છે, તે જ પ્રમાણે તેઓ જે જવાબો આપે છે તે પણ, તેમના જમાનામા પરંપરાથી ચાલ્યા આવેલા નિરૂપણોને અનુલક્ષીને જ હોય છે. તેઓ જ્યારે સદંતર નવા એવા જવાબો આપતા દેખાય છે ત્યારે પણ તેઓ, પોતે જે

ઊડાં સત્યોની ઝાંખી કરતા હોય છે તેમને વ્યક્ત કરવા માટે, પરંપરાથી ચાલ્યા આવતા અધૂરા વિચારો અને પરિભાષાનો જ ઉપયોગ કરે છે. જ્યારે તેઓ પોતાના જમાનાથી છેક જ ઊંચે નીકળી જતા હોય છે, ત્યારે પણ તેઓ પોતાના જમાનાના મટી જતા હોતા નથી. વિચારના ક્ષેત્રમાં કદી અસંબદ્ધ કૂદકા હોતા નથી; તેમાં હંમેશ જૂના ખ્યાલોનો નવો અર્થ કરીને જ નવા ખ્યાલો તરફ આગળ વધવાપણું હોય છે.

બુદ્ધને પણ ઇતિહાસની દૃષ્ટિ વિનાના ટીકાકારોને હાથે બીજાઓ જેટલું જ ખમવું પડયું છે. ઇતિહાસની સમજ વિના જેમ તેમની વધારે પડતી આંકણી કરી દેવામાં આવી છે, તેમ તેમને વધારે પડતા ઉતારી પણ પાડવામાં આવ્યા છે. પશ્ચિમના દેશોમાં બુદ્ધધર્મની કંઈક સારા પ્રમાણમાં જાણ ગયા સૈકાના છેવટના ભાગમાં થઈ. તે વખતે વિજ્ઞાનના ઉદય અને જ્ઞાનવિકાસને કારણે આખા જગત ઉપર સંશયવાદનું મોજું વ્યાપી ગયું હતું, અને હકીકતવાદ,[1] અજ્ઞેયવાદ,[2] નાસ્તિકવાદ, અને માનવહિતનો નીતિવાદ[3] વગેરેની ભારે

૧. નિશ્ચિત થઈ શકે તેવી હકીકતોને આધારે જ પોતાનો તત્ત્વસિદ્ધાંત ઘડનાર વાદ: 'પૉઝિટિવિઝમ.' તેનો મુખ્ય પુરસ્કર્તા કોંતે કહેવાય છે.—અનુ૦.

૨. પર બાબતોનું જ્ઞાન શક્ય નથી એવું માનનારો વાદ.—અનુ૦.

૩. મનુષ્યની શક્તિ ઉપર નિષ્ઠા રાખનારી આ તત્ત્વદૃષ્ટિ એમ બતાવે છે કે, મનુષ્યનું ઐહિક જીવન મુખ્ય વસ્તુ છે, અને તેના ધર્મો તથા લક્ષણો વગેરેને તપાસવા, સંભાળવાં, અને ખીલવવાં એ સાચો પુરુષાર્થ અને વાસ્તવિક દિશા છે.—અનુ૦.

ઓળખાતા થઈ રહી હતી. તેવા સંશય અને અશ્રદ્ધાનું પ્રતિપાદન કરતા ઘણા ગ્રંથોમાં બુદ્ધનું નામ ભારે માનબુદ્ધિથી ઉલ્લેખવામાં આવે છે. માનવજાતનાં સુખ, ગૌરવ અને બૌદ્ધિક પર્યાપ્તતાના પોતાના વાદના પ્રાચીનતમ પુરસ્કર્તા તરીકે માનવહિતવાદીઓ તેમને સંમાને છે. જે લોકો એવું પ્રતિપાદન કરે છે કે, માણસો પરતત્ત્વને જાણી શકે તેમ નથી, તેમ જ જેઓ એમ સ્થાપિત કરે છે કે જાણવા જેવું બીજું પરતત્ત્વ જ નથી, તે બંને પણ તેમનું નામ વાપરે છે. તાર્કિક અજ્ઞેયવાદીઓ કે જેઓ એક પ્રકારના અસ્ફુટ સર્વાતીતતાના પર-વાદ સાથે ચેડાં કર્યા કરે છે, તેઓ પણ તેમનો દાખલો ટાંકે છે. સામાજિક આદર્શવાદીઓ, નીતિસાધનપરાયણ અધ્યાત્માનુભવીઓ, અને બુદ્ધિવાદના પેગંબરો – એ સૌ તેમના ઉપદેશોથી આકર્ષાય છે, અને પોતાના સમર્થનમાં તેમનો ઉપયોગ કરે છે.

જૂના વિચારોમાં અર્પાતા નવા અર્થો

અલબત્ત, આપણા જમાનાને બુદ્ધના ઉપદેશો ભારે કીમતી છે. તો પણ બુદ્ધ કયા જમાનામાં જીવતા હતા તેના પૂરતા ખ્યાલ વિના તેમના ઉપદેશનુ સાચું હાર્દ સમજવાની આશા આપણે રાખી શકીએ નહીં. ઐતિહાસિક કલ્પના-શક્તિના આવા પ્રયત્નનું કામ સહેલું નથી. કારણકે પોતાના જીવન તથા સંઘને લગતા પ્રશ્નોના ઉકેલમાં બુદ્ધે જે સાદા શબ્દો અને પરિભાષાનો ઉપયોગ કર્યો છે, તે શબ્દો અને પરિભાષામાં પછીની પેઢીઓની ચર્ચાઓ અને સૈદ્ધાંતિક વિકા-

સોનો અર્થ ઉમેરાયો છે. એટલે સ્વાભાવિક રીતે જ આપણે આપણા ખ્યાલમાં રહેલા પછીના સમયના સિદ્ધાંતોનો અર્થ બુદ્ધના કેટલાક શબ્દોમાં આરોપવા પ્રેરાઈએ છીએ. ધર્મ કે તત્ત્વજ્ઞાનને લગતા કેટલાક મહાન વિચારોની ખાસિયત જ એ હોય છે કે, તેમના સર્જકોના ખ્યાલમાં પણ ન હોય એવા અનેક અર્થો તેઓ ધારણ કરી શકે છે. એટલે, ક્ષણભર એ બધાં પછીના સમયનાં અર્થાંતરો દૂર કરીને, તેને બદલે, ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકાની વિશિષ્ટ પરિસ્થિતિમાં, તે જમાનાના એક વિચારક તરીકે બુદ્ધને જીવતા, વિચરતા અને ઉપદેશતા જોવા, એ કામ અતિશય મુશ્કેલ તથા નાજુક છે. અને એ રીતે તેમના ઉપદેશને નવેસર તારવી કાઢવાનુ કામ કદી સંપૂર્ણ રીતે અણિશુદ્ધ હોઈ શકે નહીં, એ ઉઘાડું છે. પરંતુ આપણે એટલી ખાતરી રાખી શકીએ કે, આપણો આ પ્રયત્ન એવું ચિત્ર તો જરૂર ખડું કરી શકે કે જે તેની મુખ્ય રૂપરેખાની બાબતમાં મૂળને લગભગ મળતું આવતું હોય.

બુદ્ધના સમયની ધાર્મિક પરિસ્થિતિ

જો આપણે આપણી જાતને ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં કલ્પનાથી લઈ જઈએ, તો આપણને જોવા મળે કે, તે વખતે વિચાર, માન્યતા અને આચારના જુદા જુદા પ્રવાહો, જેવા કે, જીવવાદ, દૈવી શક્તિવાળા મનાતા ક્રિયાવિધિઓ અને વહેમો, એ સૌ એક વધુ ઉચ્ચ એવા પારલૌકિક અદ્વૈતવાદમાં એકત્રિત થવા લાગ્યા હતા. પરમ તત્ત્વની શોધ કરી, તેની સાથે પોતાને સાચા સંબંધમાં ગોઠવવાના માણસના પ્રયત્નો દ્વૈત-

વાદી તેમજ અદ્વૈતવાદી પ્રયોગોરૂપે વ્યક્ત થતા હતા. પરંતુ તે બધા અમુક મૂળભૂત બાબતોમાં એકમત હતા. જેમકે, જીવન જન્મ સમયે જ શરૂ નથી થતું, તથા મૃત્યુથી તેનો અંત નથી આવતો; પરંતુ તે તો જન્મોની અનંત હારમાળામાં એક અંકોડારૂપ જ છે, અને દરેક જન્મ તેની આગળના જન્મોમાં કરેલાં કર્મોથી નિયંત્રિત તથા નિયત થયેલો હોય છે; દેવ-મનુષ્ય-પશુ વગેરે બધાં રૂપો એ સાંકળના જ અંકોડાઓ છે; સારાં કર્મો વડે આપણે આપણી યોનિને ઉચ્ચ કરીને દેવ બની શકીએ, તથા દુષ્ટ કર્મો વડે આપણે આપણી યોનિને અધમ કરી શકીએ; બધી યોનિઓમાં જીવન અંતવાન જ હોય છે, તેથી સાચા સુખની શોધ સ્વર્ગ કે પૃથ્વીની કોઈ દશામાં કરવાની હોય નહિ: જન્મ અને મરણની ઘટમાળમાંથી છૂટી શાશ્વતતામાં પ્રવેશવું એ જ ધાર્મિક મનુષ્યનું ધ્યેય હોવું જોઈએ. તે સ્થિતિ માટે મોક્ષ અર્થાત્ મુક્તિ, બ્રહ્મસાયુજ્ય, નિર્વાણ અને તેવા બીજા શબ્દો વાપરવામાં આવે છે.

સાધનામાર્ગો

એ મુક્તિ પ્રાપ્ત કરવાના માર્ગો પણ વિવિધ પ્રકારે કલ્પાયા હતા. તેમાંથી ચારેક મુખ્ય પ્રકારો જુદા તારવી શકાય છે: (૧) વૈદિક મંત્રો એમ જણાવે છે કે, દેવની કૃપા મેળવવાનો સૌથી સારો માર્ગ સ્તુતિ અને પૂજા છે. (૨) સૌથી વધુ પ્રચલિત માર્ગ યજ્ઞયાગનો હતો. તે માર્ગ દેવોને અપાતી સાદી આહુતિઓમાંથી ઉદ્ભવ્યો હતો, અને ઉપનિષદ-કાળ અગાઉના જમાનામાં તે વધુ જટિલ બની ગયો હતો. તે માર્ગની અપૂર્ણતા ઉપનિષદો

સ્વીકારે છે, તો પણ ઇહલૌકિક લાભો તેમ જ અમરપણું પણ મેળવવા માટે ઉપયોગી ગણી, તેને તેઓએ છેક નકાર્યો નહોતો. (૩) કેટલાક વર્ગોમાં[1] તપશ્ચર્યાનો માર્ગ બહુ માનીતો હતો. આહારવિહારમાં સંયમ, બ્રહ્મચર્ય, અને ધ્યાન વડે માણસ પોતાની વિચારશક્તિ અને સંકલ્પશક્તિ વધારી શકે છે. પરંતુ એ તપશ્ચર્યાના માર્ગવાળાઓ બીજે છેડે જઈને એવું માનતા – આચરતા થઈ ગયા હતા કે, કામનાઓને કચરી નાખવાથી અને જાણીબૂજીને આચરેલા તીવ્ર દેહદમનથી માણસ અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે. તપને યજ્ઞ કરતાં ઉત્તમ કહેવામાં આવ્યુ છે,[2] તથા તેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન ગણવામાં આવ્યુ છે.[3] (૪) ઉપનિષદો કામનાઓનો નિગ્રહ અને સાંસારિક બંધનો તથા આસક્તિઓમાં વૈરાગ્ય સાથેની વિદ્યા અર્થાત્ તત્ત્વજ્ઞાન ઉપર ભાર મૂકે છે. એ વિદ્યા એટલે માત્ર શાસ્ત્રજ્ઞાન નહીં, પરંતુ નિદિધ્યાસન છે; તે તો પરબ્રહ્મ સાથે પોતાની એકતાનો સાક્ષાત્કાર છે, જેને પરિણામે બધી ભૌતિક આસક્તિઓ અને બંધનો ખરી પડે છે. કામોપભોગ અને દેહદમન એ બે છેડાઓ વચ્ચેનો મધ્યમમાર્ગ ઉપદેશનારા બુદ્ધ આ છેલ્લા મત તરફ ઢળતા વલણવાળા છે.

---

૧. ઋગ્વે૦ ૧૦, ૧૩૬, ૧૦, ૧૯૦ ['मुनयो पिशंगा वसते मला देवासो अविक्षत, उन्मदिता मौनेयेन। વલ્કલ પહેરનારા મુનિઓ, તપના મહિમાથી દીપતા ઇ૦.]

૨ છાંદો૦ ઉપ૦ ૩-૧૭.

૩ તૈત્તિ૦ ઉપ૦ ૩ ૧.૫: 'तपसा ब्रह्म विजिज्ञासस्व।'

બુદ્ધનો ઉપદેશ જેમાંથી ઊતરી આવ્યો છે, તે ઉપનિષદો[1] એમ પ્રતિપાદન કરે છે કે, બાહ્ય અથવા આંતર જે જગત આપણે જોઈએ છીએ, તેમાં કશી મૂળગત સત્તા નથી. તેવી સત્તા તો જ્ઞાતાવિજ્ઞાતા એવા આત્માની જ છે, કે જે સૌ જીવોનો અંતરાત્મા છે. બ્રહ્મ અને આત્મા એક જ છે. આ પરમ સત્યનુ જ્ઞાન, અર્થાત્ માણસના અંતરાત્મા અને વિશ્વના પરમાત્મા ( બ્રહ્મ )ની એકતાનો સાક્ષાત્કાર, એ જ મુક્તિ છે એ એક પ્રકારની ભૂમિકા છે, તે કોઈ આરામ કે સુખનુ ધામ નથી, તે તો જીવનની એક સ્થિતિ છે કે જે આધ્યાત્મિક સાધના અને સાક્ષાત્કારથી પ્રાપ્ત કરવાની છે એ ભૂમિકાએ

ઉપનિષદોનો સિદ્ધાંત

---

૧ બુદ્ધ કહે છે કે, 'બ્રાહ્મણોમા આ ચાર સત્યો છે, કે જેમનો મે મારા પોતાના વધુ ઉચ્ચ જ્ઞાનથી સાક્ષાત્કાર કરીને પ્રચાર કર્યો છે (અંગુત્તર૦ ૪-૧૮૫, સંયુત્ત ૨૨-૯૦ ) બુદ્ધ પોતાના ધર્મને 'પુરાણ', 'શાશ્વત' કે 'સનાતન' ધર્મ કહે છે તેને તે જૂના દટાઈ ગયેલા અને ભૂલાઈ ગયેલા નગરને ફરી શોધી કાઢવા સાથે સરખાવે છે ( નગરસુત્ત ) બુદ્ધને વેદ જાણનાર ( વેદ-જ્ઞ ), કે વેદાંત જાણનાર ( વેદાંત જ્ઞ ) કહેવામા આવ્યા છે ( સંયુત્ત ૧-૧૬૮, સુત્તનિપાત ૪૬૩ ) મેક્સમૂલર જણાવે છે કે, બુદ્ધધર્મ એ બ્રાહ્મણધર્મના ઉચ્ચમા ઉચ્ચ સિદ્ધાંતોનુ આમજનતાથી સમન્વય-સ્વીકારાય તેવુ સ્વરૂપ જ છે બ્રાહ્મણધર્મના સિદ્ધાંતોમાથી દરેક જાતની ગૂઢતા દૂર કરવામા આવી છે અને ઋત્વિજોને બદલે ભિક્ષુઓને સ્થાપવામા આવ્યા છે પરંતુ તે ભિક્ષુઓ તેમના સાચા સ્વરૂપે પૂર્વકાળના અરણ્યવાસી ઋષિઓના જ વારસો અને પ્રતિનિધિઓ છે " ('લાસ્ટ એસેઝ, સેકન્ડ સીરીઝ ૧૯૦૧, પા ૧૨૧ ) [ 'બુદ્ધનો ઉપદેશ ઉપનિષદોમાથી ઊતરી આવેલો છે,' એવા શ્રી રાધાકૃષ્ણનના વિધાન બાબત વધુ માહિતી માટે જુઓ પુસ્તકને અંતે, આ પાન ઉપરની નોંધ —અનુ૦ ]

પહોંચે નહીં, ત્યાં સુધી માણસ કર્મ અને પુનર્જન્મના નિયમના અમલ હેઠળ રહે છે.)

જીવાત્માની પરમાત્મા સાથેની એકતાના આ મૂળભૂત સિદ્ધાંતની ઓથમાં એવા અસંખ્ય સિદ્ધાંતો વિકસ્યા, કે જેઓ ઉપાસકના વિશિષ્ટ ઇષ્ટદેવને પરમાત્માને સ્થાને સ્થાપી આપતા. આ પ્રત્યક્ષ જગત સત્ય નથી, તેમાં વ્યવહરતો આ સંસારી પ્રાણી શાશ્વત નથી, તે બંને એક વિશ્વનિયમના અમલ હેઠળ થતા ફેરફારોને આધીન છે, તથા દરેક સંસારી પ્રાણીની ફરજ છે કે તેણે કાળમાં પરિવર્તનો પામતા આ જગતથી પર થઈને નિર્વાણ પ્રાપ્ત કરવું જોઈએ – એ નિર્ણયોને બુદ્ધ સ્વીકારી લે છે. આ જગતમાં, સંસારી પ્રાણીમાં તથા નિર્વાણની સ્થિતિમાં કાંઈ પણ અંશ વાસ્તવિક કે સત્ય છે કે નહીં, એ વિષે કંઈ પણ કહેવાની બુદ્ધ ના પાડે છે; જોકે તે વખતની પ્રચલિત ઈશ્વરવિષયક માન્યતાઓનો તે ઇનકાર જ કરે છે. ઉપનિષદો જગતની વિભિન્નતા,-કે જે વિચ્છેદ, મર્યાદા અને દુઃખની સ્થિતિ છે,- તેની સામે અમર્યાદ પૂર્ણતાની પરમ સભરતાને મૂકે છે. ઉપનિષદોના અને બુદ્ધના સિદ્ધાંત વચ્ચે જો કાંઈ ભેદ હોય, તો તે વ્યાવહારિક જગત (સંસાર) વિષયક સિદ્ધાંતોની બાબતમાં નથી, પરંતુ પરમસત્તા – નિર્વાણવિષયક ખ્યાલોની બાબતમાં છે.

પર પ્રશ્નોની બાબતમાં બુદ્ધનું દૃષ્ટિબિંદુ.

બુદ્ધે પરમસત્તાના પ્રશ્નની બાબતમાં અખત્યાર કરેલા મૌનનો શો અર્થ છે, તે સમજવાનો પ્રયત્ન હાથ ધરીએ તે પહેલાં, તે પાછળ તેમનો હેતુ શો હતો, તે આપણે સમજી

લઈએ. બુદ્ધના ઉપદેશો સમજવાની ચાવી, નીતિધર્મને તેમણે આપેલું મુખ્ય સ્થાન છે. જીવન અને જગત વિષેના તેમના ખ્યાલો, તેમના તીવ્ર વ્યવહારુ દૃષ્ટિબિંદુમાંથી ઊતરી આવેલા છે. દરેક બાબતનું અસ્તિત્વ કોઈ કારણ ઉપર અવલંબેલું હોય છે. આપણે તે કારણ દૂર કરીએ, તો તે કાર્ય પણ દૂર થઈ જાય. તેમ, જો બધા દુઃખનું મૂળ કારણ દૂર કરવામાં આવે, તો તે દુઃખ પોતે પણ ટળે જ. પરંતુ બુદ્ધના જમાનામાં ચોતરફ પ્રચલિત એવા યજ્ઞયાગ અને ક્રિયાકાંડોના માર્ગોએ બતાવેલા ઉપાયને[1] એ મૂળ રોગ સાથે કશી સીધી લેવા-દેવા જ હતી નહીં. દુઃખનું કારણ દૂર કરવાનો એકમાત્ર માર્ગ આપણું ચિત્ત શુદ્ધ કરવું અને નીતિધર્મ આચરવો એ જ હોઈ શકે. તેથી જે સિદ્ધાંતો નીતિધર્મની આ તાકીદ-ભરી જરૂરમાંથી વ્યક્તિના શીલની ખિલવણીને બાદ કરી નાખે છે, તે સિદ્ધાંતોને બુદ્ધ ઇનકારે છે.

---

૧. જુઓ प्लवा ह्येते अदृढा यज्ञरूपा—'સંસાર પાર કરવાને યજ્ઞરૂપી હોડીઓ કામ આવે તેવી દૃઢ નથી.' (મુણ્ડકોપનિષદ, ૧-૨-૭.) વળી જુઓ, नानुध्यायाद् बहून् शब्दान् वाचो विग्लापनम् हि तत्—'શબ્દોના આ ઢગલાનું રટણ ન કર્યા કરશો, કારણ કે એ તો વાણીનો કેવળ વ્યય છે.' (બૃહદારણ્યકોપનિષદ ૪-૪-૨૧; તથા ૩-૯-૧૦ પણ જુઓ.) જ્યારે એક બ્રાહ્મણ બુદ્ધ પાસે આહુતિરૂપ લઈને આવ્યો, ત્યારે બુદ્ધે તેને કહ્યું: "હે બ્રાહ્મણ, એમ ના માનતો કે અગ્નિમાં માત્ર સમિધ નાખ્યા કરવાથી શુદ્ધિ થાય છે; કારણ કે એ તો બાહ્ય ક્રિયા છે. તેથી તે માર્ગ છોડીને હું અંતરમાં અગ્નિહોત્ર કરું છું (जलयामि ज्योतिम्) કે, જે નિરંતર ચાલ્યા કરે છે." 'આ યજ્ઞમાં જીભ એ સુચા (ચમચો) છે, અને હૃદય એ અગ્નિ માટેની વેદિ (જ્યોતિસ્થાન) છે.' [સંયુત્ત૦ ૧-૧૬૯.]

કારણ કે, ઉપનિષદો જે કહે છે તે સાચું હોય કે આપણે પરમાત્મારૂપ–દેવ છીએ, તો પછી આપણે કયા આદર્શ માટે શો પુરુષાર્થ કરવાનો રહે? જૈન અને સાંખ્ય સિદ્ધાંતો જડ

અનાત્મવાદનુ રહસ્ય·નીતિ સાધનની શક્યતા

તત્ત્વમાં મડોવાયેલા અનત આત્માઓમાં માને છે. તે સિદ્ધાંતો પ્રમાણે માણસનો પુરુષાર્થ તપશ્ચર્યાદિ સાધન વડે, પરિણામી એવા પ્રકૃતિના પાશોમાંથી અપરિણામી એવા આત્માને મુક્ત કરવામાં રહેલો છે. ઉપનિષદોની પેઠે આપણે એક આત્મામા માનીએ, કે સાંખ્યમત પ્રમાણે અન ત આત્માઓમા માનીએ, તો પણ તે બ ને મતોમા આત્માનુ સ્વરૂપ અપરિણામી અને અવિકારી માનવામા આવ્યુ છે. પર તુ નૈતિક સાધનાનો અર્થ જ એ છે કે, કશુ રૂપાતર કરવાનુ છે. માણસ દૈવી નથી, પણ તેણે દૈવી થવાનુ છે. તેનુ દૈવીપણુ એ સમ્યક્ વિચાર, સમ્યક્ વાચા અને સમ્યક્ પ્રવૃત્તિ વડે ઘડવાની વસ્તુ છે માણુસ એ તો પ્રત્યક્ષ સ સારમા વ્યવહરતુ અને પ્રયત્ન કરતું પ્રાણી છે. તેને એમ કહીએ કે, તેનુ એક એવુ પરમ સ્વરૂપ છે કે જ્યાં સદાકાળથી શ કા અને સાપેક્ષતા, અજ્ઞાન અને બ ધન પ્રવેશી શકયા જ નથી–તો તે તેને ખાસ આશ્વાસનદાયક થઈ પડે તેમ નથી કારણ કે, તેના પરસ્વરૂપને ભલે કાઈ નીતિસાધનની અપેક્ષા ન હોય, પર તુ તેના આ સ સારમા વ્યવહરતા પ્રત્યક્ષ સ્વરૂપને તેની અપેક્ષા છે જ 'પ્રાણીઓમા કે પદાર્થોમા કશું શાશ્વત અપરિણામી તત્ત્વ નથી' (सर्वम् अनात्मम्), એ સિદ્ધાત કોઈ તર્કવાદ નથી, કે જગતની ક્ષણભ ગુરતા બાબત કોઈ વૈરાગ્યમૂલક લાગણિયાવેડા નથી,

પરંતુ તે તો સર્વ પ્રકારનાં શીલ-નીતિનો મૂળ પાયો છે. આપણે આપણા આત્માનું પુરુષાર્થ અને સાધના વડે ઘડતર કરવાનું છે; આપણો આત્મા એ તો વિકાસ પામતી અને પ્રગતિ કરતી વસ્તુ છે; તેની તે પ્રગતિ દુઃખકષ્ટ અને મહેનત વડે સિદ્ધ કરવાની છે તથા ઘડવાની છે; એ કંઈ પહેલેથી મળી ચૂકેલી અને નિષ્ક્રિયપણે માણવાની વસ્તુ નથી. આપણને હરહંમેશ બાળ્યા કરતી લાગણીઓ, આપણે જેમનું રટણ કર્યા કરીએ છીએ તેવી તૃષ્ણાઓ, આપણને ઝોડની પેઠે વળગેલી રહેતી કામનાઓ, તથા આપણે જે કાંઈ નિર્ણયો નિરંતર કર્યા કરીએ છીએ – એ બધાંનો જ આપણો જીવાત્મા બનેલો છે. એ વસ્તુઓ જ જીવનને તેની નાટારંગી મજા અર્પે છે. તે બધાંમાં નિર્ગુણ કે નિર્વિકારી એવું કશું નથી. તેથી જ આપણે જેવા છીએ તે કરતાં જુદા થઈ શકીએ છીએ. માણસની સર્જક સંકલ્પશક્તિમાં જ માણસની વાસ્તવિકતા રહેલી છે. સંકલ્પપૂર્વક આપણે જ્યારે આપણી લાગણીઓનું ઘમસાણ ઇનકારીએ છીએ, વસ્તુઓના પ્રવાહને થોભાવી દઈએ છીએ, અને શરીરની વાસનાઓને ચૂપ કરી દઈએ છીએ, ત્યારે આપણે આપણા ખરા સ્વ-ભાવને પામીએ છીએ.

આત્મવાદથી નીપજતી હાનિ

વળી, ભ્રામક આત્મવાદ આપણને પોતાના લાભ માટે પ્રયત્ન કરવા અને તેમ કરતાં બીજાઓને નુકસાન કરવા પ્રેરનારો બને છે. જગતનાં દુઃખોનું મૂળ એ જાતનો તીવ્ર અહંભાવ જ છે. આત્મ-અર્થી – સ્વાર્થી બનવું એનો અર્થ જ આંખો વિનાના પ્રારંભિક દશાના પ્રાણી બનવું. અર્થાત્ આપણાથી અન્ય

પ્રાણીઓની વાસ્તવિકતા પ્રત્યે અંધ બનવું! તેથી જ જ્યારે આપણે આપણા શરીર અને મનરૂપી ખોળિયાં ઉપરની આપણી આસક્તિને તોડી નાખીને, એવું સમજીએ છીએ કે, આપણાં મૂળ તો જગતના પ્રચલિત ભેદોથી અસ્પૃષ્ટ એવી સ્થિતિમાં છે, ત્યારે જ આપણો વિકાસ શરૂ થાય છે. અહંતામાંથી મુક્ત થવું એનો અર્થ જ સર્વ સજીવ સૃષ્ટિ પ્રત્યે વધુ કોમળ તથા ઊંડી આત્મીયતા ધરાવતા થવું, એવો થાય છે. ત્યારે જ આપણે આપણી અખંડતા, અર્થાત્ સમગ્ર વિશ્વ સાથેની સુસંવાદિતા ફરીથી પ્રાપ્ત કરીએ છીએ.

આપણો સંસારી આત્મા નિત્ય તથા અપરિણામી છે એ મતને, તેમજ સાથે સાથે, મૃત્યુ સમયે તેનો સદંતર વિનાશ થાય છે એ મતને પણ બુદ્ધ ઇનકારે છે. કારણકે, જો મૃત્યુથી બધાનો અંત આવતો હોય, તો ઘણા માણસો એમ વિચારે કે, તો પછી આ ટૂંકા જીવનના બોજાને સંયમ અને નિગ્રહના ઉમેરાથી વળી વધારી મૂકવાની જરૂર નથી. જીવાત્મા પરિણામી હોવા સાથે હસ્તી ધરાવતી એવી મિશ્ર વસ્તુ છે.[1]

અલૌકિક શક્તિઓમાં શ્રદ્ધાથી નીપજતી હાનિ

ચમત્કાર કે અલૌકિક તત્ત્વમાંની શ્રદ્ધા આપણા લક્ષને તથા શક્તિને, નૈતિક મૂલ્યોમાંથી, તથા જે વાસ્તવિક હકીકતોના નિરીક્ષણ અને વિવેક વડે તે મૂલ્યોની સિદ્ધિ આગળ વધી શકે છે તેમાંથી, બીજે માર્ગે વાળી લે છે. બુદ્ધે પોતાની આસપાસના જીવનમાંથી જોઈ લીધું હતું કે, જે કામ પાર પાડવાની જવાબદારી માણસની પોતાની છે, તે કામ પાર પડે તે માટે

માણસો જ્યાં સુધી પોતાની બહારની કોઈ શક્તિ તરફ તાકી રહે છે, ત્યાં સુધી તેઓ પોતાની પાસેની શક્તિઓનો ઉપયોગ જીવનનું શ્રેય વધારવામાં કરતા નથી.[1] પોતાનો સ્વભાવ અચાનક બદલાઈને શુદ્ધ બની જાય, તે માટે તેઓ ઇશ્વરી અલૌકિક શક્તિના ચમત્કારની અપેક્ષા રાખે છે. બાહ્ય શક્તિ ઉપર આધાર રાખવો, એટલે સ્વપ્રયત્ન છોડી દેવો, એવું જ સામાન્ય રીતે બનતું જોવામાં આવે છે. લોકોમાં મનાતાં દેવ-દેવીઓના અસ્તિત્વને બુદ્ધે ઇનકાર્યું નથી; પરંતુ તેમણે તેમને પણ જ્ઞાનોપદેશની જરૂરવાળાં એવાં સંસારી ભૂમિકાનાં સત્ત્વો જ ગણી કાઢ્યાં છે. ઉપદેશ તેમજ આચરણ બંને દ્વારા બુદ્ધે પ્રયત્નશીલ જીવનનું જ નિરૂપણ કર્યું છે.

વિશ્વના આખા ક્રમમાં નિયમનું સામ્રાજ્ય પ્રવર્તે છે. મનુષ્યોના જીવનમાં દેખાતા વિચિત્ર તફાવતો માટે જગતના સર્જક ઇશ્વરને જવાબદાર ગણવાની જરૂર નથી.[2] ઇશ્વર એ

---

૧. જુઓ અશોકનું વાક્ય :—' નાનો તથા મોટો સૌ કોઈ પ્રયત્ન-પરાક્રમ કરે.'

૨. જુઓ ગરુડ પુરાણ :—

सुखस्य दुःखस्य न कोऽपि दाता, परो ददातीति कुबुद्धिरेषा ।
स्वयं कृत स्वेन फलेन युज्यते, शरीर हे निस्तर यत् त्वया कृतम् ॥

[ " સુખ અને દુઃખનો બીજો કોઈ દાતા નથી; બીજો કોઈ આપણને સુખી દુઃખી કરે છે એવું માનવું એ કુબુદ્ધિ છે. પોતે કર્યાં પ્રમાણેનું જ ફળ આપણને મળે છે. માટે હે શરીર ! તેં જે કર્યું છે તેનું ફળ ભોગવ." ]

એક પ્રાચીન બૌદ્ધ કવિ તીવ્ર રોષમાં આવી જઈને કહે છે કે :—" બ્રહ્મા જો આખા જગતનો ઈશ્વર હોય, તથા બધી પ્રજાઓનો પિતા હોય, તો આમ છિન્નભિન્ન થયેલા અને સંત્રાસ પામેલા જગતને કેમ સીધું કરી દેતો નથી ?

આપણી લડાઈઓમાં પક્ષ લેનારી વ્યક્તિ છે, અથવા વિશ્વની પ્રક્રિયામાં દખલગીરી કરનારો અલૌકિક જાદૂગર છે, એવી કલ્પનાઓને બુદ્ધ ઇનકારે છે. ઈશ્વરની કૃપા-અવકૃપા ઉપર ભાર મૂકવાથી માણસનું કર્તા તરીકેનું સ્વાતંત્ર્ય છીનવાઈ જાય છે, અને માનુષી નહીં એવા હેતુઓ પાર પાડવા માટે જાણે એ તો પેલી અલૌકિક શક્તિના હાથમાં એક સોગટારૂપ જ હોય, એવો ખ્યાલ ઊભો થાય છે. વિશ્વાત્મા જેવો કોઈ હોય, તો પણ તે પર-માનુષી ક્ષેત્રમાં કેવી રીતે પ્રવર્તે છે તે જાણવું, એ કંઈ બુદ્ધને મતે અગત્યનો પ્રશ્ન નથી; પરંતુ તે પર-આત્મા મનુષ્યવ્યક્તિમાં અને વ્યવહારી જગતમાં શી રીતે વ્યક્ત થાય છે તે જાણવું, એ સૌને માટે અગત્યનો પ્રશ્ન છે.

માનવપ્રયત્નની કાર્યકારિતા

આ જગતનું શાસન ધર્મ અર્થાત્ નીતિનિયમ વડે થાય છે. આ સંસાર દેવો કે દેવદૂતોએ આવો નથી બનાવ્યો; તેને તો મનુષ્યોએ પોતાની સ્વતંત્ર પસંદગી અનુસાર ઘડ્યો છે. માનવ-ઇતિહાસ એ મનુષ્યોનાં જીવનો, તેમણે લીધેલા નિર્ણયો અને તેમના અનુભવોનું એકત્રિત પરિણામ છે. આપણામાંનો દરેક જ્યારે આ જગતમાં પ્રવેશ કરે છે, ત્યારે તેની સામે જે પરિસ્થિતિ રજૂ થાય છે, તે તેની પહેલાં થઈ ગયેલાં સ્ત્રી-પુરુષોનાં અસંખ્ય કર્મોને આભારી હોય છે; તેમજ આપણે

તે પોતે સર્વશક્તિમાન હોય, તો આખા જગતમાં તેણે આટલું દુઃખ-અલક્ષ્મી શા માટે રચ્યાં છે, તે કેમ બધાને સુખી કરી દેતો નથી? તેના રચેલા જગતમાં આટલું બધું જૂઠ-દગાબાજી-અધર્મ કેમ પ્રવર્તે છે, અને ધર્મ તથા ન્યાય કેમ ફાવતાં નથી?"

પણ પોતપોતાના પ્રમાણમાં આપણા સંકલ્પો અને કૃત્યો વડે તે ઇતિહાસની ભવિષ્યની ક્ષણ કેવી હશે તે નક્કી કરી શકીએ છીએ. અલબત્ત, બુદ્ધ બરાબર સમજે છે – અને તેમના કરતાં કદાચ બીજું કોઈ વધુ સારી રીતે સમજતું નહીં હોય – કે, મનુષ્યની સંકલ્પશક્તિ સર્વશક્તિમાન નથી જ; તે શક્તિને માનવજીવન ઉપર દરેક બાજુએ અફળાતી ભૌતિક, પાશવિક, અને સામાજિક પરિસ્થિતિમાં કામ કરવાનું હોય છે. પરંતુ માણસ પોતાની સંકલ્પશક્તિ અને પ્રયત્ન વડે પોતાની પરિસ્થિતિને, થોડે ઘણે અંશે, બદલી શકે છે તથા તેની પુનર્ઘટના કરી શકે છે. માણસ અને તેની પરિસ્થિતિ વચ્ચે નિરંતર ચાલતા આ આઘાત-પ્રત્યાઘાતો રૂપી વાણા-તાણાથી જ માનવઇતિહાસ વણાય છે. માનવપ્રયત્ન તેના સર્જનમાં સીધો હિસ્સેદાર છે.

ધર્મતત્ત્વ

ચાલુ પરિસ્થિતિને મુકાબલે ધર્મનું ધ્યેય હંમેશ આદર્શરૂપ હોય છે. ધર્મ બધાં આદર્શરૂપ ધ્યેયોના સરવાળારૂપ હોય છે, અને તે આપણને નવી કામના અને પ્રયત્ન તરફ પ્રેરે છે. તે આપણો નિયામક બને છે એ એના પોતાના અંતર્ગત અર્થ અને મૂલ્યને કારણે, નહીં કે આપણાથી અલગ એવું તેનું કોઈ પ્રત્યક્ષ અસ્તિત્વ છે તે કારણે. કાર્યમાં ઇનકારી ન શકાય એવી ધર્મની જે શક્તિ છે, તે એની વાસ્તવિકતાનો પુરાવો છે. બુદ્ધ આગ્રહપૂર્વક જણાવે છે કે, ધર્મ વસ્તુ વિશ્વસત્તા સાથે છેક અસંબદ્ધ નથી. જો કે, વિશ્વથી પર એવી કોઈ ઇશ્વરવ્યક્તિ સાથે ધર્મવસ્તુને ભેળવી દેવાનો તે વિરોધ કરે છે. ધર્મ અર્થાત્ નીતિનો

આદર્શ એ વિશ્વથી પરની વસ્તુ છે એવું માનવું એનો અર્થ જ એ થાય કે, સંસારમાં રહીને કરેલા પ્રયત્ન તેને સ્પર્શી શકે તેના સમર્થ કે પવિત્ર ન હોઈ શકે; અર્થાત્ સાંસારિક અવસ્થામાં વર્તતો માણસ એવી એક પતિત-અધૂરી વસ્તુ છે, કે જેનો ઉદ્ધાર ઈશ્વરકૃપા વડે જ થઈ શકે. એ માન્યતા હેઠળ પછી માણસની શીલશુદ્ધિને માનવપ્રયત્નનું કુદરતી પરિણામ ગણવામાં નહીં આવે, પરંતુ ઈશ્વરી અનુગ્રહ દ્વારા અચાનક સધાતો ધરમૂળ પલટો ગણવામાં આવશે. બુદ્ધની માન્યતા પ્રમાણે તો ધર્મ માટેની, ન્યાય અને કરુણા માટેની વૃત્તિ વિશ્વમાં કામ કરી જ રહેલી છે; તેને નિર્બાધપણે કામ કરવા દેવામાં આવે, તો અવ્યવસ્થા, ક્રૂરતા અને અત્યાચાર ઓછાં જ થતાં જાય. ધર્મ એ વિશ્વસત્તાની સાથે જડાયેલી મૂળગત વસ્તુ છે; અને તેમાં અનુસ્યૂત રહેલી કર્મ વસ્તુ આ જગતનું સર્જક તત્ત્વ છે. બુદ્ધના ઉપદેશમાં ઊંડી વૈયક્તિ ભક્તિ, પ્રેમની આકુળતા, અને આત્મા-પરમાત્મા વચ્ચેનો ભૌતિક પ્રેમને મળતો આવતો નિગૂઢ વ્યવહાર જોવા નથી મળતાં; તેમ છતાં ધર્મનું તત્ત્વ, અર્થાત્ પ્રત્યક્ષ વસ્તુઓના વહેતા પ્રવાહથી પર તેમ જ તેની અંદર રહેલી સત્તાનું દર્શન, તેમ જ પોતાથી પર તેમ જ મહાન એવી કાંઈક વસ્તુ – કે જે પર હોવા છતાં જગતમાં ક્રિયા કરી રહી હોય, – તેની પ્રત્યે સાહજિક વફાદારી કે નિષ્ઠા, એ વસ્તુ તેમનામાં જરૂર છે.

★

## ૪

# અંતિમ પ્રશ્નો

જીવન અને જગતની આજુબાજુ વ્યાપી રહેલી ગૂઢતા

આંતરિક શાંતિ તથા નીતિધર્મના પુરુષાર્થની સામે જતી માનીને તાત્ત્વિક ચર્ચાઓને બુદ્ધ બહુ મચક આપતા નહીં; કારણ કે એમાં આપણે એવી ગહન અગાધ ગૂઢતાઓના ક્ષેત્રમાં જઈ પહોંચીએ છીએ, કે જેમનો ઉકેલ મેળવવાનો બુદ્ધિએ આગ્રહ ન રાખવો જોઈએ. જીવનનું રહસ્ય અને મૂલ્ય તેની પાછળ રહેલી ગૂઢતા વડે, અર્થાત્ જેને તર્કના ચોકઠામાં બેસાડી ન શકાય એવી અનંતતા વડે મર્યાદિત થયેલાં છે. આ પ્રત્યક્ષ દેખાતું વ્યાવહારિક જગત એ જ જો છેવટ હોય, તથા આ માણસ અને તેની દુનિયા એ જ પરમ સત્ય હોય – તેમનાથી પાર વધુ ઉચ્ચ, વધુ ગહન અને વધુ ગૂઢ એવું કાંઈ ન હોય, તો જીવનનાં દુઃખો અને અનિષ્ટો અસહ્ય બની જાય. આપણે કોઈ પારમાર્થિક તથા ઇતિહાસની (એટલે કે કાળની) કક્ષાથી પર એવી સત્તામાં માનીએ છીએ, તે કાંઈ તર્કની આવશ્યકતાને કારણે નહીં; પરંતુ આ વ્યાવહારિક સત્તા વસ્તુતાએ જ એવી કોઈ ગૂઢતાથી આવરાયેલી છે કે જ્યાં તર્કવિચારનો છેડો આવી જાય છે. ઈશ્વરતત્ત્વ અને તેના આપણી સાથેના સંબંધ વિષે ભભકભર્યાં ચિત્રો આપતા હકારવાચક ધર્મસિદ્ધાંતો તો સ્થૂલ – બહિરંગ છે;

તેઓ જીવનના અંતિમ પ્રશ્નોને સ્પર્શતા નથી; તેના કરતાં તો ગૂઢાનુભવમૂલક નેતિવાદ આપણને અંતિમ ગહનતાની વધુ નજીક લઈ જાય છે. તર્કવિચાર અને બૌદ્ધિક નિરૂપણને એક ગૂઢતાની મર્યાદા છે. "ત્યાં પહોંચી શકતા ન હોવાથી શબ્દો મન સાથે પાછા ફરે છે."[1] પોતાના શબ્દો અતિચાર-દોષ ન કરી બેસે તેની ખાસ ચીવટ રાખી, (એ બધી બાબતોમાં) મૌન જ સેવનારા બુદ્ધ એ રીતે અંતિમ કક્ષાના ગૂઢાનુભવવાદી જ પુરવાર થાય છે. જોકે, પછીની પેઢીઓના તેમના અનુયાયીઓએ તેમના મૌનનો[2] વિવિધ રીતે અર્થ કર્યો છે. તાત્ત્વિક ચર્ચાઓ કરવાની માણસની વૃત્તિ લાંબો વખત દબાવી રાખી શકાતી નથી. સિલોનના તવારીખગ્રંથોના અહેવાલોને[3] સ્વીકારી લઈએ, તો બુદ્ધ પછીના બીજા જ સૈકામાં ૧૮ જુદા જુદા મત-મતાંતરો બૌદ્ધધર્મમાં ઊભા થયા હતા.

અંતિમ પ્રશ્નો બાબત બુદ્ધના મૌનનો અર્થ

અંતિમ પ્રશ્નો બાબત બુદ્ધના આ મૌનનો અર્થ સમજવાનો પ્રયત્ન કરવા જતાં ત્રણ વિકલ્પો આપણી આગળ આવીને ઊભા રહે છે:– (૧) આ પ્રત્યક્ષ જગતના ઘટના-પ્રવાહથી પાર એવું કાંઈ છે કે નહીં, તે બુદ્ધ જાણતા જ નહોતા, (૨) તે એમ જ માનતા હતા કે આ વ્યાવહારિક જગત એ જ પરમ સત્ય છે;

૧ તૈત્તિરીય ઉપ૦ : यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ॥ २, ४ ॥

૨ સંયુત્ત૦ ૪,૪૦૦, મજ્ઝિમ૦ ૧,૪૨૬.

૩. દીપવંસ, ૫–૫૩, મહાવંસ ૫–૮

અને તેનાથી પાર બીજું કાંઈ નથી; (૩) તે માનતા તો હતા કે, આ વ્યાવહારિક સત્તાથી પર એવી પારમાર્થિક સત્તા વિશ્વમાં છે, તથા ક્ષણે ક્ષણે બદલાતા ચિત્તની પાછળ પણ કાલાતીત એવું નિત્ય તત્ત્વ છે; પરંતુ અનિર્વચનીય બાબતોનું નિરૂપણ કરવા સામે, તેમની પાસે, નીતિસાધનની દૃષ્ટિવાળાં તેમ જ તર્કબુદ્ધિની મર્યાદાને લગતાં સબળ કારણો હતાં.

અને વસ્તુતાએ પણ કેટલાક લોકો એવા છે કે જેઓ બુદ્ધના મૌનને શૂન્યવાદ કે ઉચ્છેદવાદના ઓઠારૂપ માને છે, અને કહે છે કે, બુદ્ધ કોઈ પારમાર્થિક સત્તામાં કે નિત્ય આત્મામાં માનતા જ નહોતા, અને તેમનું નિર્વાણ પણ શૂન્યતાની – ઉચ્છેદની અંધારરાત્રી જ છે. બીજા કેટલાક બુદ્ધને અજ્ઞેયવાદી માને છે. તેમને મતે, વસ્તુઓનું પારમાર્થિક સત્ય બુદ્ધ જાણતા નહોતા; અને કદાચ તેવું સત્ય હોય તો તે જાણી શકાય તેવું પણ ન હોય. તેથી તેમના મૌનને, એ અંતિમ પ્રશ્નોની બાબતમાં કશો નિશ્ચિત જવાબ હોઈ શકતો નથી, એવા અર્થનું સૂચક ગણવું જોઈએ. જ્યારે ત્રીજા કેટલાક એવું માને છે કે, બુદ્ધ ગૂઢાનુભવવાદી હતા; અને તે લોકોની રીત અનુસાર પોતે અનિર્વચનીય દશાનાં વર્ણન આપતાં ખચકાતા હતા; કારણ કે એ સ્થિતિ સાક્ષાત્કાર કે અનુભવની બાબત છે, તર્કગમ્ય કે શબ્દગમ્ય વસ્તુ નથી. બુદ્ધના સિદ્ધાંતોના આધુનિક વિવેચકો પોતપોતાના વલણ અનુસાર એ બધામાંથી આ કે તે વિકલ્પને સ્વીકારે છે.

વસ્તુઓનું પારમાર્થિક તત્ત્વ શું છે, તેનું કાંઈ નિરૂપણ બુદ્ધે

બુદ્ધ અજ્ઞેયવાદી નથી

કર્યું ન હોવાને કારણે જ જે કોઈ એમ માને છે કે, તે નાસ્તિવાદી કે અજ્ઞેયવાદી હતા, તે માણસ વસ્તુતાએ બુદ્ધના ઉપદેશનું કાંઈ જ સમજ્યો નથી, એમ કહેવાય.[1] પોતાના શિષ્યોને પોતે જેટલું કહ્યું છે, તે કરતાં ઘણું વધારે પોતે જાણે છે, એ મતલબનાં બુદ્ધનાં જે અનેક કથનો છે, તેમની સાથે એ માન્યતાનો વિરોધ આવે છે. અંતિમ પ્રશ્નોની બાબતમાં

1. પ્રો. એ. બેરીડેલ કીથ બુદ્ધને અજ્ઞેયવાદી ગણવા બાબત નીચે પ્રમાણે દલીલ રજૂ કરે છે:—"આ બધા પ્રશ્નોની બાબતમાં અજ્ઞેયવાદનો આશરો, જ્ઞાનની મર્યાદા બાબત કોઈ વિચારપુરઃસર તારવી કાઢેલા નિર્ણયને કારણે, લેવામાં આવ્યો નથી; પરંતુ તેના બીજા જ બે કારણો દેખાય છે; અને તે એ કે, એ બધા મુદ્દાઓને લગતો સ્પષ્ટ નિર્ણય બુદ્ધની પોતાની પાસે ન હતો; એટલું જ નહીં, પણ તે એવું માનતા હતા કે, એ બાબતોની ચર્ચાઓ નિર્વાણપ્રાપ્તિ માટે આવશ્યક મનોદશા પ્રાપ્ત કરવામાં મદદગાર થઈ શકે તેમ નથી." "પશ્ચિમના દાખલાઓ ઉપરથી પૂરતું દેખાઈ આવે છે કે, આ વિશ્વની પારમાર્થિકતા અને પ્રયોજન,—કે જેમાં બુદ્ધ માનતા ન હતા, તેમાં માનનારા ઘણા પ્રામાણિક વિચારકો પણ મરણ બાદ પ્રાણીનો સદંતર વિનાશ થાય છે, એવું નિરાંતે તથા વિના વાંધે સ્વીકારી લે છે." "બુદ્ધ સાચા અજ્ઞેયવાદી હતા; તેમણે પોતાના જમાનામાં પ્રચલિત એવા જુદા જુદા વાદોનો અભ્યાસ કર્યો હતો, અને આપણે આપણા આધુનિક વાદોના અભ્યાસમાંથી જે કાંઈ સમાધાન મેળવી શકીએ છીએ, તેથી વધુ કાંઈ સમાધાન તેમને તે અભ્યાસમાંથી મળ્યું નહોતું; તથા તેમનો પોતાનો પણ તે બાબતમાં વિચારી કાઢેલો કે સ્વીકારેલો એવો કોઈ નિશ્ચિત અભિપ્રાય નહોતો, એવું ચોક્કસ કહી શકાય. તાત્ત્વિક રીતે બુદ્ધના પોતાના કહી શકાય તેવા બૌદ્ધસિદ્ધાંતના ભાગોમાં તત્ત્વસિદ્ધાંત ઘડવાની બાબતમાં સર્જનાત્મક શક્તિની જે સામાન્ય દરિદ્રતા જોવામાં આવે છે, તે ઉપરથી કોઈને પણ એ ખુલાસો સ્વીકારવાનું મન થાય." ["બુદ્ધિસ્ટ ફિલોસોફી" (૧૯૨૩) પા. ૪૫ અને ૬૩].

હકારાત્મક કે નકારાત્મક એવો કોઈ જવાબ શોધવાની તસ્દી જ લેવા ન માગતા એવા એદી સંશયવાદ સાથે બુદ્ધના ભાવને સરખાવવો, કે પોતે એ બાબતમાં કાંઈ જાણતા નથી એવું કબૂલ કરવાની તેમનામાં હિંમત નહોતી એમ કહેવું, એ બુદ્ધને નર્યો અન્યાય કરવા જેવું છે. 'સંયુત્તનિકાય'માં એવો પ્રસંગ નોંધેલો છે કે, "એક વખત ભગવાન કોસંબી પાસે સિંસપાવનમાં રહેતા હતા. તે વખતે તેમણે સિંસપાનાં થોડાં પાન લઈને પોતાના ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! મારા હાથમાં જે આ થોડાં સિંસપાનાં પાન છે, તે સંખ્યામાં વધારે છે, કે આ સામેના આખા સિંસપાવનમાં જે છે તે વધારે છે?"

"હે ભગવન્! આપના હાથમાં જે થોડાં પાન છે તે સંખ્યામાં વધારે નથી, પરંતુ સામેના સિંસપાવનમાં જે પાન છે તે તેમના કરતાં સંખ્યામાં કેટલાય ગણાં વધારે છે."

"તે જ પ્રમાણે, હે ભિક્ષુઓ! મેં જે અનુભવ્યું છે અને તમને નથી કહ્યું, તે તમને મેં જે કહ્યું છે તેના કરતાં ઘણું વધારે છે. અને તે બધું મેં તમને શાથી નથી કહ્યું? કારણ કે, હે ભિક્ષુઓ! તે બધું જાણવાનો કશો અર્થ નથી, તે બધું જાણવાથી બ્રહ્મચર્યમાં (સાધનામાર્ગમાં) મદદ થતી નથી, વિષયોમાં નિર્વેદ-વૈરાગ્ય થતો નથી, તૃષ્ણાઓનો નિરોધ થતો નથી, ક્ષણભંગુરતાનો પ્રવાહ શાંત થતો નથી, કે સંબોધ – સાક્ષાત્કાર કે નિર્વાણ પ્રાપ્ત થતાં નથી. તેથી કરીને તે બધું મેં તમને કહ્યું નથી."[1]

---

૧. સયુત્ત૦ ૫-૪૩૭.

માલુંક્યપુત્ત બુદ્ધ પાસે આવીને અંતિમ પ્રશ્નો બાબતની કેટલીક દૃષ્ટિઓ ગણાવે છે અને સ્પષ્ટ સંભળાવી દે છે કે, આ બધા પ્રશ્નોનો કશો જવાબ તમે નથી આપતા એ મને રુચતું આવતું નથી પછી તો અવિનય કહી શકાય તેવી ભાષામાં તે બુદ્ધને પડકારે છે કે, "આપ જો આ બધા પ્રશ્નોના જવાબ આપશો તો જ હું આપનો શિષ્ય રહીશ, નહીં તો ભિક્ષુપણાનો ત્યાગ કરી ફરી સંસારી થઈ જઈશ, આપને જો આ બાબતોનું જ્ઞાન ન હોય તો તેમ કબૂલ કરી દેવું એ જ આપને માટે પ્રામાણિક માર્ગ છે!"

બુદ્ધ ચિડાયા વિના શાંતિથી જવાબમાં તેને પૂછે છે કે, તું મારો શિષ્ય થઈશ તો આ મુદ્દાઓનું સ્પષ્ટીકરણ હું તને કરીશ, એવું મેં તને કદી કહ્યું હતું ખરું? અને પછી તેને આ પ્રમાણે એક રૂપક કહી બતાવે છે – "કોઈ માણસને ઝેર પાયેલું બાણ વાગ્યું હોય તેના સગાવહાલા શસ્ત્રક્રિયા કરનારા વૈદ્યને જલદી જલદી બોલાવી લાવે પરંતુ પેલો ઘાયલ થયેલો માણસ તે વૈદ્યને કહે કે, 'જ્યાં સુધી તમે મને એ નહીં કહો કે, આ બાણ કોણે માર્યું હતું, એ મારનાર સ્ત્રી હતી કે પુરુષ, બ્રાહ્મણ હતો કે શૂદ્ર, તેનું ગોત્ર શું હતું, તથા તે ઊંચો હતો કે ઠીંગણો, તેમ જ તે બાણ કઈ જાતનું હતું તથા તેનો આકાર કેવો હતો – ત્યાં સુધી હું તમને આ બાણ મારા શરીરમાંથી ખેંચી કાઢવા દઈશ નહીં' – તો તેનું શું પરિણામ આવે? આ બધા પ્રશ્નોના જવાબ તેને આપવામાં આવે ત્યાર પહેલાં તો તે જખમી થયેલો માણસ મરી જ જાય! તે જ પ્રમાણે જે શિષ્ય આવી બધી પર વસ્તુઓ બાબત બધા પ્રશ્નોનો

જવાબ પ્રથમ મેળવવા ઇચ્છે, તે, દુઃખ, દુઃખનું કારણ દુઃખનો નિરોધ, અને દુઃખનિરોધનો માર્ગ – એ આવશ્યક સત્યો અનુભવતા પહેલાં જ મરણ પામે.”

તાત્ત્વિક ચર્ચાઓ ન કરવા પાછળ બુદ્ધનો વ્યાવહારિક હેતુ

બુદ્ધનો હેતુ છેક જ વ્યવહારુ છે. તે પોતાના શ્રોતાઓને તાત્ત્વિક ચર્ચાઓ તરફ નહીં, પણ આત્મનિગ્રહ તરફ પ્રેરવા માગે છે. આપણને જે જાણવાની સૌથી વધુ અગત્ય છે, તેના કેટલાક અંશો એવા છે કે જેમનું યથાયોગ્ય શાબ્દિક વર્ણન આપી શકાતું નથી. તેથી તે પોતાના શિષ્યોને પોતે ઉપદેશેલા માર્ગને અનુસરી, બધું જાતે જ જોઈ લેવાની હાકલ કરે છે. તે ઢંઢેરો પીટીને કહે છે કે, જો આપણે યથાયોગ્ય પુરુષાર્થ કરીએ, આપણા વિચારો ઉપર કાબૂ મેળવીએ, આપણાં હૃદયને શુદ્ધ કરીએ, અને આપણી વાસનાસરિતને જુદી દિશામાં વાળીએ, તો આપણામાં નિર્મળતાનું ઈશ્વરી તેજ ઝળહળી ઊઠે, તથા પરિપૂર્ણ શુદ્ધિ અથવા શાશ્વત ધર્મ આપણા હૃદયમંદિરમાં વિરાજે. જેને જોવું હોય તે આવે અને જુએ! વારાણસીના પ્રથમ ધર્મોપદેશમાં તે ચોખ્ખું કહી દે છે કે “મેં બતાવેલા માર્ગ પ્રમાણે ચાલી જુઓ, તો આ જન્મમાં જ તમે સત્યનો સાક્ષાત્કાર કરી શકશો, તથા તેને નજરોનજર જોઈ શકશો.” કોઈ અજ્ઞેયવાદી આવી ખાતરીથી તથા આવા પ્રભુત્વ સાથે આવું કહી શકે ખરો?

જો કે તેમણે ઘણી માન્યતાઓ વિષે શંકા ઉઠાવી છે, તોપણ, વિશ્વમાં પ્રવર્તતા ઋતના નિયમ બાબત, કે આધ્યાત્મિક

જગતની પારમાર્થિકતા અને અગમ્ય બાબત કદી શંકા ઉઠાવી નથી. શીલ-સદાચાર વિષેનો તેમનો નિરંતર આગ્રહ, અને બુદ્ધિની કસોટીએ જ બધી માન્યતાઓનું પરીક્ષણ, એ બંને બાબતોના મૂળમાં તેમની તીવ્ર તથા વાસ્તવિક પ્રતીતિઓ રહેલી હતી. ઋતનો નિયમ એ જ તેમને મન પરમાર્થ છે. માનવની આકાંક્ષા અને પુરુષાર્થનો તે આધાર છે, તથા આખા વિશ્વનું અસ્તિત્વ તેના ઉપર નિર્ભર છે. ઇતિહાસનું તત્ત્વ પણ તે છે, તથા આખી સૃષ્ટિની કૃતાર્થતા પણ તેમાં જ છે.

આમ, ધારો કે, પુરાવાઓની સબળતાને કારણે આપણને કબૂલિયાત માનવું પડે કે, બુદ્ધે અંતિમ પ્રશ્નો બાબતનું સત્ય પ્રગટ કર્યું ન હોવા છતાં, તેમને તેનું જ્ઞાન તો હતું જ; તો પણ એવું કેમ ન હોય કે નાસ્તિકતા એ જ તેમનું સત્ય હતું? પર આત્માની વાસ્તવિકતા બાબત ધર્માનુભવે પૂરા પાડેલા જોરદાર તથા ઢગલાબંધ પુરાવાઓને પણ જેઓ પ્રમાણવા નથી માગતા, તેવા નાસ્તિવાદીઓ પોતાના સમર્થનમાં બુદ્ધને ટાંકે છે; અને કહે છે કે, બુદ્ધનું નિર્વાણ એ 'શાશ્વતરાત્રીમાં શાશ્વત નિદ્રા' જ નથી શું? ઈશ્વર વિનાનું સ્વર્ગ, આત્મા વિનાની અમરતા, અને પ્રાર્થના વિનાની શુદ્ધિ – એ તેમને મતે બુદ્ધના સિદ્ધાંતોનો સાર છે.

બુદ્ધ નાસ્તિવાદી નથી

"પાશ્ચાત્ય અર્થમાં ઈશ્વર જેવી વસ્તુને જે સિદ્ધાંત સ્વીકારતો નથી, માણસમાં આત્મા જેવી કોઈ નિત્ય વસ્તુ નથી એમ જે કહે છે, અમરતાની માન્યતાને જે સિદ્ધાંત ભૂલ

ગણે છે, અને તેની આશા રાખવી એને પાપ માને છે, પ્રાર્થના કે હોમહવનથી કાંઈ ફળ નીપજે છે એવું જે સિદ્ધાંત માનતો નથી, મુક્તિ માટે સ્વપ્રયત્ન સિવાય બીજા કશા તરફ નજર કરવાની જે ના પાડે છે, તથા જે ધર્મ તેના પ્રારંભિક શુદ્ધ સ્વરૂપે (અંધ) આજ્ઞાપાલનના નિયમ કે વ્રત જેવી કશી વસ્તુ જાણતો ન હતો, અને છતાં રાજ્યસત્તાની કશી મદદની અપેક્ષા રાખ્યા વિના જે ધર્મ જૂની દુનિયાના મોટા વિસ્તારમાં અદ્ભુત ઝડપે ફેલાઈ ગયો, અને જુદા જુદા દેશોમાં ગમે તેવાં હલકટ વહેમોના મિશ્રણવાળો બનવા છતાં જે ધર્મ આજે પણ માનવજાતના મોટા વિભાગનો મુખ્ય ધર્મ છે"—એ બિનામાં ટી. એચ. હકસલી[1] માનવ જાત માટે ભારે આશા જુએ છે.[2] પરંતુ બુદ્ધના જમાનાની મનોદશા જોતાં માલૂમ પડી આવે છે કે, જો બુદ્ધનો ઉપદેશ એવો નકારાત્મક હોત, તો તે જમાનાના લોકો તેનો સ્વીકાર કરે એ કલ્પી શકાતું નથી. આવી નકારાત્મક ફિલસૂફી હિંદુસ્તાન દેશમાં ધાર્મિક પુનરુત્થાનનો આદેશ બન્યો હતો એવું માનવું, એ હિંદુસ્તાનની ધાર્મિક પરિસ્થિતિથી પરિચિત એવા કોઈ પણ માણસ માટે અશક્ય છે. જો કે બુદ્ધ તેમના જમાનામાં સર્વશ્રેષ્ઠ દેવ ગણાતા બ્રહ્માની સર્વોપરિતાનો અસ્વીકાર કરે છે; તોપણ બુદ્ધના અનુયાયીઓને એમ હંમેશ લાગતું હતું કે બ્રહ્મદેવની કલ્પનાથી વધુ કોઈ ઉચ્ચ કલ્પનાને આગળ કરવા જ બુદ્ધ તેમ કરતા હતા. બીજા દેવોના ઉપાસકો પોતાની ભક્તિ એકને બદલે

૧. પ્રસિદ્ધ અંગ્રેજ વૈજ્ઞાનિક. [ઈ. સ. ૧૮૨૫-૯૫]—અનુ૦.

૨. ૧૮૯૩, રોમેનીઝ વ્યાખ્યાન.

બીજા દેવને અર્પતા હતા. તે જમાનો શિવ અને વિષ્ણુ જેવા મોટા દેવોની બઢતીનો હતો, અને વખત જતાં બુદ્ધને પોતાને જ તેમના અનુયાયીઓએ દેવપદે સ્થાપી દીધા. બુદ્ધના અનુયાયીઓને નાસ્તિવાદી વલણના લોકો હરગિજ ન કહી શકાય.

તેના કરતાં વધુ મહત્ત્વનું અને યોગ્ય તો એ કહેવાય કે, બુદ્ધના ઉપદેશને તેમની આજુબાજુની પરિસ્થિતિના અનુસંધાનમાં સમજવા પ્રયત્ન કરીએ, અને પછી પ્રશ્ન કરીએ કે વ્યાવહારિક જગતની પાછળ તેમજ તેનાથી પર એવી કોઈ પારમાર્થિક સત્તામાં, કે સંસારમાં વ્યવહરતા જીવાત્મા ઉપરાંત કોઈ નિત્ય આત્મામાં તે માનતા હતા કે નહીં, તથા નિર્વાણની સ્થિતિ વિષેની શાશ્વત જીવન તરીકેની કોઈ ભાવાત્મક કલ્પના તેમની પાસે હતી કે નહીં. બુદ્ધ કેવળ નાસ્તિક છે કે આધ્યાત્મિક પારમાર્થિક સત્તામાં માનનારા છે, તે વાતનો નિર્ણય કરવામાં એ વસ્તુ આપણને મદદગાર નીવડશે.



# ૫

# પારમાર્થિક સત્તા

ધર્મ અથવા 'ઋત' નો ખ્યાલ વેદોમાં

ધર્મની કલ્પનાનો ઉત્તરોત્તર કેવી રીતે વિકાસ થતો ગયો તેનો ઇતિહાસ જાણવા જેવો છે. નૈતિક તેમજ ભૌતિક નિયમ કે વ્યવસ્થિતિના અર્થમાં 'ઋત' નો ખ્યાલ[1] હિંદુસ્તાનના આર્યો ઇરાનના આર્યોથી છૂટા પડ્યા તે સમય જેટલો જૂનો છે[2] બધા પદાર્થો અને પ્રાણીઓ નિયમના અમલ હેઠળ છે. તેઓ પોતાને માટે નિયત થયેલ અમુક ક્રમને અનુસરે છે. વૈદિકયુગમા એ શબ્દ ધીમે ધીમે ભૌતિક ક્ષેત્રમાંથી વિકસીને નૈતિક ક્ષેત્રમાં વ્યાપવા લાગ્યો, અને તેનો અર્થ નિયમ–રૂઢિ અને શિષ્ટાચાર કે જે અનુસાર માણસે વર્તવુ જોઈએ–એ થવા લાગ્યો. ઋત અર્થાત્ નીતિનિયમ એ કોઈ દેવે નિર્મેલી વસ્તુ નથી. તે પોતે જ દૈવી તથા દેવોથી સ્વતંત્ર વસ્તુ છે, જો કે વરુણ અને આદિત્યો તેના સંરક્ષકો છે.

---

૧ વૈદિક ભાષા તેમજ જૂની ઇરાનની ભાષા, એ બન્નેમા તે ખ્યાલ માટે એક જ શબ્દ છે અને તેનો અર્થ 'નિયમ' થાય છે વૈદિક શબ્દ 'ઋત' છે, જૂની ઇરાની ભાષામા 'અર્ત' છે, અને અવેસ્તા ભાષામા 'અષ' છે

૨ આર્યો બાબત જે કલ્પના છે કે, તેઓ મધ્ય એશિયા તરફથી પહેલા ઇરાનમા આવ્યા, અને ત્યાથી પછી કેટલાક આર્યો હિંદુસ્તાનમા આવ્યા, એનો અહીં ઉલ્લેખ છે —અનુ૦

ઉપનિષદોમા, 'ધર્મ કરતાં પર કશુ નથી,' [1] 'જે ધર્મ છે, તે જ સત્ય છે,' [1] એ મતલબનાં વાક્યો મળે છે. ऋत અને सत्य એ બન્ને એક જ વસ્તુની સૈદ્ધાંતિક અને વ્યાવહારિક એવી બે બાજુઓ છે [2] પારમાર્થિક જગત તો સપૂર્ણ સુમેળનુ જગત છે. વિચ્છેદ, વિભિન્નતા, વિસગતિ, અને વિસવાદિતા એ આપણા મર્ત્ય જીવનનાં લક્ષણો છે નિયમ કે વ્યવસ્થિતિ માટેનો આપણો પ્રેમ અને સત્ય માટેની આપણી શોધ એ વસ્તુઓ તે પારમાર્થિક જગત સાથેના આપણા મૂળગત સબધની સૂચક છે

ઉપનિષદોમા 'ધર્મ'નો ખ્યાલ

પરતુ ઉપનિષદોમા જ્યારે પારમાર્થિકને જ વાસ્તવિક ગણીને તેના ઉપર ભાર મૂકવામા આવ્યો છે, તથા સત્ય અને ધર્મને તેની સાથે એકરૂપ ગણી લેવામા આવ્યા છે, ત્યારે પ્રાચીન બૌદ્ધ ધર્મમા પ્રત્યક્ષ જીવનમા પ્રવર્તતા નિયમ તરીકે ધર્મ ઉપર વધુ ભાર મૂકવામા આવ્યો છે, અને પારમાર્થિકની વાસ્તવિકતા ઉપર ભાર મૂકવામા આવ્યો નથી ધર્મ એટલે મૂળગત નિયમ કે વ્યવસ્થિતિ તેનો અર્થ કુદરતના કાયદા, કાર્યકારણનો નિયમ, તથા વર્ણધર્મ થાય છે. "હે ભગવન્! રાજાધિરાજ કોણ છે? ધર્મ એ રાજાધિરાજ છે" [3] તે અટળ અને અમોઘ

ધર્મ વિષેની બૌદ્ધ કલ્પના

1 'तस्माद् धर्मात्पर नास्ति'। બૃહદા૦ ઉપ૦ ૧-૪-૧૪ "यो वै स धर्म सत्य वै तत्"

2 त्वामेव ऋत वदिष्यामि, सत्य वदिष्यामि ॥ तैत्ति० ઉપ૦ ૧, ૧, ऋत च स्वाध्यायप्रवचन च, सत्य च स्वाध्यायप्रवचने च ॥ तैत्ति० ઉપ૦ ૧, ૯

3 અગુત્તરનિકાય ૩

એવો નીતિનિયમ છે; આપણી લૌકિક ન્યાયનીતિ એ તો તેનો પડછાયોમાત્ર છે. ધીમે ધીમે ધર્મ શબ્દ કોઈ પણ વસ્તુનો સ્વભાવ અથવા સ્વરૂપ, કે જે તે વસ્તુના અસ્તિત્વનું મૂળ તથા કારણ બેઉ છે, – તે અર્થમાં વપરાવા લાગ્યો.

નીતિનિયમની વાસ્તવિકતા

પરમતત્ત્વનું આકલન આપણે અસંખ્ય બાજુએથી કરી શકીએ છીએ. દરેક ધર્મ તેમાંથી એક બાજુ પસંદ કરે છે, અને બાકીની બધીનું તેને કેન્દ્ર બનાવે છે. તેમ બુદ્ધે નીતિનિયમની બાજુ ઉપર ભાર મૂક્યો છે. ઘૂમતા તારાઓથી માંડીને જીવનની નાનામાં નાની ગતિ સુધીની આખી વિશ્વપ્રક્રિયાને બુદ્ધ નિયમ વડે ઓતપ્રોત થયેલી જુએ છે. આપણે તર્ક ચલાવતી વખતે કેટલીક વાર આ વિશ્વને કોઈ યોજનાસર ન ચાલતું તથા અવ્યવસ્થિત હોવાનું ભલે સિદ્ધ કરીએ, પરંતુ વ્યવહારમાં આપણે તે મતને અનુસરતા નથી. આખું વિશ્વ અમુક નિયમના આવિષ્કારરૂપ છે એમ માનીને જ આપણે કાંઈ કરીએ છીએ; અને અનુભવે આપણી તે માન્યતા વધુ ને વધુ સાચી ઠરતી જાય છે. પરંતુ એ નિયમ નૈતિક નિયમ છે. આપણા કેટલાક વિપરીત ભાવાવેશો વખતે જગતને ભલે આપણે અંધાધૂંધીભરેલું, પ્રેમરહિત તથા દુષ્ટ કલ્પીએ; પરંતુ કાર્યમાં તો આપણે પેલા ઊંડા વિશ્વાસથી જ વર્તીએ છીએ કે, તે તત્ત્વતઃ ઋતને અધીન છે. નૈતિક ધ્યેયો એ કંઈ વૈયક્તિક કલ્પનાઓ કે વિકાસપ્રક્રિયા દરમ્યાન ઊભી કરવામાં આવેલી કામચલાઉ ગોઠવણો નથી. તેમનાં મૂળ તો વિશ્વના પોતાના ઘડતરમાં છે. ધર્મ અથવા ઋતને બુદ્ધ વિશ્વનું પ્રેરક બળ માને

છે. આપણે તેને મૂર્તિમંત કરીએ એવી આપણી પાસે અપેક્ષા રાખવામાં આવે છે. દરેક નૈતિક આદર્શનાં બે લક્ષણ હોવાં જોઈએ: એક તો, માણસ વડે તે સિદ્ધ કરી શકાય તેવો હોવો જોઈએ; અને બીજું, આખી વિશ્વપ્રક્રિયાનો તેને ટેકો હોવો જોઈએ. આપણે જો તેને મૂર્ત રૂપ આપી શકીએ તેમ ન હોય, તો તેનો અમલ કરવાનું આપણને કહેવાનો કંઈ અર્થ નથી. અપ્રાપ્ય ધ્યેયો, ચિંતવવા પૂરતાં, ગમે તેવાં સુંદર લાગતાં હોય, પરંતુ તેમને કોઈ અર્થમાં નૈતિક ધ્યેયો ન કહી શકાય. તેમને આપણે વરી શકીએ નહીં, કે આપણી વફાદારી સમર્પી શકીએ નહીં. વળી આપણે નૈતિક ધ્યેયો સિદ્ધ કરવા માટે પ્રયત્ન ભલે કરીએ, પરંતુ વિશ્વપ્રક્રિયામાં તેમને સ્થાન ન હોય, તો આપણી બધી આશાઓ ધૂળધાણી થાય, અને આપણા ભલભલા પ્રયત્નો પણ વિફળ થાય. વિશ્વપ્રક્રિયાને ઉલટાવીને આપણે વસ્તુસ્થિતિને વધુ સારી કરવાની આશા રાખી શકીએ નહીં. તેથી સાથે સાથે આપણને એવી ખાતરી મળવી જોઈએ કે, વિશ્વમાં પોતામાં જ એક સચરાચર તત્ત્વ એવું વિદ્યમાન છે કે જે નૈતિક સંસિદ્ધિ માટે કાર્ય કરી રહ્યું છે; અને આપણે અલ્પ પ્રાણીઓએ પોતપોતાના મર્યાદિત ક્ષેત્રમાં રહેતાં છતાં, તે ધ્યેયની સંસિદ્ધિમાં પોતાનો ફાળો આપવાનો છે. બુદ્ધ તે ખાતરી આપણને આપે છે. તે કહે છે કે, જેના ઉપર આપણે મદાર બાંધી શકીએ તેવી કોઈ વાસ્તવિક સત્તા જો આ વિશ્વમાં હોય, તો તે ધર્મ અથવા ઋતની છે. એ ધર્મનું સંસ્થાપન થવું, એ જ આખી વિશ્વપ્રક્રિયાની પણ સંસિદ્ધિ છે. તે કહે છે કે, 'જગતનાં તમામ પ્રાણીઓ — હા, તમામ

પ્રાણીઓ – પોતપોતાની અપૂર્ણતાઓમાંથી છુટકારો પ્રાપ્ત કરવાનાં છે."[1] બુદ્ધ આ જગતના એક સર્વશક્તિમાન અને સર્વજ્ઞ એવા સત્તાધીશમાં ભલે ન માનતા હોય; પરંતુ તે કહે છે કે, વિશ્વપ્રક્રિયા આપણા નૈતિક પ્રયત્નો પ્રત્યે બેદરકાર નથી. ધર્મની મધ્યવર્તી સત્તા આપણને 'છે તેનાથી સારું' પ્રાપ્ત કરવાના આપણા પ્રયત્નોમાં આપણને મદદ કરે છે. આ વ્યવહરતી પ્રક્રિયાથી પર એવી એક સત્તા છે કે જે તેનામાં વિશ્વાસ કરનારાઓની શ્રદ્ધાને જવાબ આપે છે. ધર્મ એ કંઈ પોકળ કલ્પના માત્ર નથી; પરંતુ તે તો આ પ્રત્યક્ષ દેખાતા જગતના મૂળમાં રહેલી અને તેને નિયંત્રિત કરતી સત્તા છે. આ વ્યાવહારિક જગતમાં બધું ચલ છે, છતાં એવું કંઈક છે કે જે અચલ છે. તે વસ્તુ આ જગતમાં ભૌતિક તેમજ આધ્યાત્મિક વિશ્વનિયમ તરીકે વ્યક્ત થાય છે, અને તે જ આ વ્યાવહારિક જગતનું પારમાર્થિક સ્વરૂપ છે. આપણે તેની આમન્યામાં રહેવાનું છે, અને તેને આપણી ભક્તિ અર્પવાની છે. બુદ્ધ પૂરેપૂરા તથાગત બન્યા પછી પણ ધર્મના અમલ હેઠળ ધર્મને 'ભક્તિ અને આદર' સમર્પતા સમર્પતા જીવન વ્યતીત કરવાનું ઠરાવે છે.[2]

---

૧. "એક ઊંડો મતભેદ અહીં નોંધવો જોઈએ. બૌદ્ધધર્મ એમ કહે છે કે, તમામ પ્રાણીઓની મુક્તિ થવાની છે, ત્યારે ખ્રિસ્તીધર્મ ઇતિહાસમાં જોવામાં આવેલા તેના વ્યાપકમાં વ્યાપક સ્વરૂપે હજુ પણ અસંખ્ય પ્રાણીઓને હંમેશને માટે અંત વિનાની યાતનાઓ અને કદી ન ખૂટતા પાપના ભાગી ઠરાવે છે." [જે. ઈ. કાર્પેન્ટર, 'બુદ્ધિઝમ એન્ડ ક્રિશ્ચિયાનિટી' (૧૯૨૩), પા. ૩૦૬].

૨. સંયુત્ત૦ ૨, ૧૩૮ ઇ૦; અંગુત્તર૦ ૨, ૨૦ ઇ૦. 'धम्मो मया अभिसंबुद्धो तमेव धम्मं सक्कत्वा गुरुकत्वा उपनिस्साय विहरेय्यम् ॥"

ધર્મનો સાક્ષાત્કાર (ધમ્મવિપસ્સન) એ જ બોધિજ્ઞાન છે.

ધર્મ-સાક્ષાત્કાર

અષ્ટાંગિક માર્ગનો છેડો એ ધર્મસાક્ષાત્કાર છે–'જીવતેજીવત આ જિંદગીમાં જ ચિત્ત અને પ્રજ્ઞાની વિમુક્તિ પ્રાપ્ત કરવી, અનુભવવી અને તેનો સાક્ષાત્કાર કરવો'–એ છે. એ સાક્ષાત્કાર શું વૈયક્તિક માનસિક દશા છે? અર્થાત્, બુદ્ધ કહે છે તેમ, પ્રેમના વિષય વિનાની પ્રેમની દશા છે? તે કહે છે કે, તે સ્થિતિમાં આપણે અહીં આ જીવનમાં જ પરમ સત્યનો સીધો સાક્ષાત્કાર કરીએ છીએ; ઇંદ્રિયગ્રાહ્ય દેખાવોની પાછળ જે આધ્યાત્મિક ગૂઢ રહેલું છે, તેને આપણે સીધું પકડી શકીએ છીએ. ગેરવ્યવસ્થામાંથી નિયમ કે વ્યવસ્થા તરફ જવા માંડતાં આપણે ક્ષણિકમાંના નિત્ય તરફ અને વ્યાવહારિકમાંના પારમાર્થિકમાં જઈ પહોંચીએ છીએ. આપણા મનને બાહ્ય જગતમાંથી પાછું ખેંચી લઈને સમાધિની સ્થિતિમાં રાખતાં આ સાક્ષાત્કાર આપણને થાય છે. નીતિસાધન વડે જ્યારે આપણે આપણા ચિત્તને શુદ્ધ કરીએ છીએ, તથા આપણા ચૈતન્યની સમગ્ર શક્તિને આપણામાં ઊંડામાં ઊંડે રહેલા તત્ત્વ ઉપર કેન્દ્રિત કરીએ છીએ, ત્યારે આપણી અંદર ગુપ્ત પડેલી આધ્યાત્મિક શક્તિઓને આપણે જાગ્રત કરી શકીએ છીએ, અને પછી અચાનક સાક્ષાત્કારની સ્પષ્ટતા અને મુક્તિના આનંદવાળો એક નવો અનુભવ પ્રગટી નીકળે છે.

ધર્મ એ જ બ્રહ્મ

જેઓ આપણને કહે છે કે, બુદ્ધ ધર્માનુભવમાં માને છે, પરંતુ તેનો વિષય કશો માનતા નથી, તેઓ મૂળ ગ્રંથોમાં કહેલી વાતોથી વિરુદ્ધ જાય

પ્રાણીઓ – પોતપોતાની અપૂર્ણતાઓમાંથી છુટકારો પ્રાપ્ત કરવાનાં છે.'[1] બુદ્ધ આ જગતના એક સર્વશક્તિમાન અને સર્વજ્ઞ એવા સત્તાધીશમાં ભલે ન માનતા હોય; પરંતુ તે કહે છે કે, વિશ્વપ્રક્રિયા આપણા નૈતિક પ્રયત્નો પ્રત્યે બેદરકાર નથી. ધર્મની મધ્યવર્તી સત્તા આપણને 'છે તેનાથી સારું' પ્રાપ્ત કરવાના આપણા પ્રયત્નોમાં આપણને મદદ કરે છે. આ વ્યવહરતી પ્રક્રિયાથી પર એવી એક સત્તા છે કે જે તેનામાં વિશ્વાસ કરનારાઓની શ્રદ્ધાને જવાબ આપે છે. ધર્મ એ કંઈ પોકળ કલ્પના માત્ર નથી; પરંતુ તે તો આ પ્રત્યક્ષ દેખાતા જગતના મૂળમાં રહેલી અને તેને નિયંત્રિત કરતી સત્તા છે. આ વ્યાવહારિક જગતમાં બધું ચલ છે, છતાં એવું કંઈક છે કે જે અચલ છે. તે વસ્તુ આ જગતમાં ભૌતિક તેમજ આધ્યાત્મિક વિશ્વનિયમ તરીકે વ્યક્ત થાય છે, અને તે જ આ વ્યાવહારિક જગતનું પારમાર્થિક સ્વરૂપ છે. આપણે તેની આમન્યામાં રહેવાનું છે, અને તેને આપણી ભક્તિ અર્પવાની છે. બુદ્ધ પૂરેપૂરા તથાગત બન્યા પછી પણ ધર્મના અમલ હેઠળ ધર્મને 'ભક્તિ અને આદર' સમર્પતા સમર્પતા જીવન વ્યતીત કરવાનું ઠરાવે છે.[2]

---

૧. "એક ઊંડો મતભેદ અહીં નોંધવો જોઈએ બૌદ્ધધર્મ એમ કહે છે કે, તમામ પ્રાણીઓની મુક્તિ થવાની છે, ત્યારે ખ્રિસ્તીધર્મ ઇતિહાસમાં જોવામાં આવેલા તેના વ્યાપકમાં વ્યાપક સ્વરૂપે હજુ પણ અસંખ્ય પ્રાણીઓને હંમેશને માટે અંત વિનાની યાતનાઓ અને કદી ન ખૂટતા પાપના ભાગી ઠરાવે છે." [જે ઈ. કાર્પેન્ટર, 'બુદ્ધિઝમ ઍન્ડ ક્રિશ્ચિયાનિટી' (૧૯૨૩), પા. ૩૦૬]

૨ સંયુત્ત૦ ૨, ૧૩૮ ઇ૦, અંગુત્તર૦ ૨, ૨૦ ઇ૦. 'धम्मो मया अभिसंबुद्धो तमेव धम्म सक्कत्वा गुरुकत्वा उपनिस्साय विहरेय्यम् ॥ "

ધર્મનો સાક્ષાત્કાર ( धम्मविपस्सन ) એ જ બોધિજ્ઞાન છે.

ધર્મ-સાક્ષાત્કાર

અષ્ટાંગિક માર્ગનો છેડો એ ધર્મસાક્ષાત્કાર છે—'જીવતોજીવત આ જિંદગીમાં જ ચિત્ત અને પ્રજ્ઞાની વિમુક્તિ પ્રાપ્ત કરવી, અનુભવવી અને તેનો સાક્ષાત્કાર કરવો'—એ છે. એ સાક્ષાત્કાર શું વૈયક્તિક માનસિક દશા છે? અર્થાત્, બુદ્ધ કહે છે તેમ, પ્રેમના વિષય વિનાની પ્રેમની દશા છે? તે કહે છે કે, તે સ્થિતિમાં આપણે અહીં આ જીવનમાં જ પરમ સત્યનો સીધો સાક્ષાત્કાર કરીએ છીએ; ઇંદ્રિયગ્રાહ્ય દેખાવોની પાછળ જે આધ્યાત્મિક ગૂઢ રહેલું છે, તેને આપણે સીધું પકડી શકીએ છીએ. ગેરવ્યવસ્થામાંથી નિયમ કે વ્યવસ્થા તરફ જવા માંડતાં આપણે ક્ષણિકમાંના નિત્ય તરફ અને વ્યાવહારિકમાંના પારમાર્થિકમાં જઈ પહોંચીએ છીએ. આપણા મનને બાહ્ય જગતમાંથી પાછું ખેંચી લઈને સમાધિની સ્થિતિમાં રાખતાં આ સાક્ષાત્કાર આપણને થાય છે. નીતિસાધન વડે જ્યારે આપણે આપણા ચિત્તને શુદ્ધ કરીએ છીએ, તથા આપણા ચૈતન્યની સમગ્ર શક્તિને આપણામાં ઊંડામાં ઊંડે રહેલા તત્ત્વ ઉપર કેન્દ્રિત કરીએ છીએ, ત્યારે આપણી અંદર ગુપ્ત પડેલી આધ્યાત્મિક શક્તિઓને આપણે જાગ્રત કરી શકીએ છીએ, અને પછી અચાનક સાક્ષાત્કારની સ્પષ્ટતા અને મુક્તિના આનંદવાળો એક નવો અનુભવ પ્રગટી નીકળે છે.

ધર્મ એ જ બ્રહ્મ

જેઓ આપણને કહે છે કે, બુદ્ધ ધર્માનુભવમાં માને છે, પરંતુ તેનો વિષય કશો માનતા નથી, તેઓ મૂળ ગ્રંથોમાં કહેલી વાતોથી વિરુદ્ધ જાય

છે, અને બુદ્ધને નાહક સ્વગત વિરોધના દોષી બનાવે છે. ઉપનિષદોમાં જેને બ્રહ્મ કહે છે તેની પારમાર્થિકતા બુદ્ધના સિદ્ધાંતમાં વિવક્ષિત જ છે; જો કે બુદ્ધ તેને 'ધર્મ' એવું જુદું નામ આપવાની છૂટ લે છે, કે જેથી વ્યાવહારિક ભૂમિકામાં આપણે માટે તેનું નૈતિક મૂલ્ય સ્પષ્ટ થાય. ધર્મનો માર્ગ એ બ્રહ્મનો જ માર્ગ છે.[1] ધર્મમાં વસવું એ બ્રહ્મમાં જ વસવું છે.[2] મુક્ત બનેલો તથાગત પણ ધર્મરૂપી કાયવાળો (धम्मकाय) કહેવાય છે, બ્રહ્મરૂપી કાયવાળો (ब्रह्मकाय) કહેવાય છે, ધર્મભૂત કહેવાય છે, બ્રહ્મભૂત કહેવાય છે.[3] અષ્ટાંગિક માર્ગ પણ નિર્વિશેષપણે બ્રહ્મયાન તેમ જ ધર્મયાન કહેવાય છે.



---

૧. સંયુત્ત૦ ૧-૧૪૧
૨ અંગુત્તર૦ ૧-૨૦૭
૩. દીઘ૦ ૩-૮૪, ૮૧.

## ૬

# અનાત્મવાદ

પોતાના ('अनत्त') અનાત્મવાદના સિદ્ધાંતથી બુદ્ધ એવું નિરૂપવા માગે છે કે, જેને આપણે 'અહં' કે જીવાત્મા કહીએ છીએ, તે તો એક ચાલતી રહેતી પ્રક્રિયાનો પ્રવાહ છે, કોઈ નિત્ય અચલ વસ્તુ નથી. અલગદ્દૂપમ સુત્તમાં[1] જણાવ્યા પ્રમાણે, બુદ્ધ ઉપર જ્યારે એવો આક્ષેપ કરવામાં આવ્યો કે, તે સત્ એવા આત્માનો ઉચ્છેદ-વિનાશ ઉપદેશે છે, ત્યારે બુદ્ધ તેનો સચોટ નકારમાં જવાબ આપે છે, અને કહે છે કે, હું તો માત્ર જે આત્મા નથી તેવા રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પાંચ સ્કંધોને જ ફેંકી દેવાનું કહું છું. બુદ્ધને ત્રીસ જુવાનિયાઓની એક ટોળી મળી. તેઓ પોતાની સ્ત્રીઓ સાથે વનમાં ક્રીડા કરવા નીકળ્યા હતા. તેમાંના એકને પોતાની સ્ત્રી ન હોવાથી તે એક વેશ્યાને લઈ આવ્યો હતો. જ્યારે બધાંનું લક્ષ બીજી બાજુ હતું, ત્યારે તે વેશ્યા ચીજ-જણસ લઈને રસ્તે પડી ગઈ. ખબર પડતાં તેઓ તેને શોધતા શોધતા બુદ્ધ પાસે આવ્યા, અને કોઈ સ્ત્રીને આ તરફથી જતી જોઈ છે, એમ તેમને પૂછ્યું. બુદ્ધે જવાબ આપ્યો, 'હે મિત્રો! એક સ્ત્રીની શોધમાં જવું સારું છે, કે આત્માની શોધમાં જવું

બુદ્ધ ઉચ્છેદવાદી નથી

1. મજ્ઝિમ૦ ૧-૧૪૦.

સારું ?' પેલાઓએ જવાબ આપ્યો, 'હે ભગવન્! આત્માની શોધમાં જવું સારું કહેવાય.'[1]

ધમ્મપદમાં કહ્યું છે, 'આત્મા જ આત્માનો નાથ છે; બીજો વળી કયો નાથ હોય ? પોતાનો આત્મા જો બરાબર વશ હોય, તો દુર્લભ એવો નાથ મળી ગયો સમજવો.'[2]

ધ્યાન ખેંચે તેવા બીજા એક ફકરામાં બુદ્ધ કહે છે[3]:—

જે અનાત્મા છે, તેનો જ ત્યાગ બુદ્ધ ઉપદેશે છે

'હે ભિક્ષુઓ ! જે તમારું નથી, તેનો ત્યાગ કરો. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન તમારાં નથી; તેમનો જો ત્યાગ કરશો, તો ચિરકાલ સુખ પામશો. હે ભિક્ષુઓ ! આ જેતવનમાંથી કોઈ માણસ આવીને બધું ખડ-લાકડાં વગેરે લઈ જાય, બાળી નાખે, અથવા પોતાની મરજીમાં આવે તેમ બીજા કોઈ ઉપયોગમાં લે, તો તે તમારું જ હરણ કરે છે, તમને બાળે છે, અથવા પોતાની મરજી પ્રમાણે તમારો ઉપયોગ કરે છે, એમ તમને લાગે ખરું ?"

'ના ભદંત!'

'શાથી નહીં ?'

'કારણ કે, એ ખડ વગેરે કંઈ અમે – અમારો આત્મા નથી, કે અમારું આત્મીય એવું કશું નથી.'

---

૧. વિનય૦ ૧–૨૩.

૨. अत्ता हि अत्तनो नाथो कोहि नाथो परो सिया ।
अत्तना हि सुदंतेन नाथम् लभति दुल्लभम् ॥ १६० ॥

૩. મજ્ઝિમ૦ ૨૨.

'તે જ પ્રમાણે, હે ભિક્ષુઓ! જે તમારું નથી – એવા તે સ્કંધોનો ત્યાગ કરો.'

ઉપરના ફકરાથી સ્પષ્ટ થાય છે કે, રૂપ, વેદના વગેરે સ્કંધો, કે જેમનો મનુષ્ય બનેલો છે, તે સ્કંધો એ માણસનો આત્મા નથી, – જેમ જેતવનમાં ઊભેલા માણસનો આત્મા જેતવનના વૃક્ષ, ઘાસ વગેરે નથી

આત્મા છે

પ્લૉટિનસ કહે છે, 'મારું, મારું એવું કશું રહેવા ન દો.' માણસમાં સત્, નિત્ય, એકરસ અને સ્વયંભૂ એવું કાંઈક છે, કે જેને માણસની બીજી ક્ષણિક તથા બાહ્ય એવી બાબતોથી બુદ્ધ અલગ પાડે છે, અને તેથી જ્યારે બુદ્ધ પૂછે છે કે, જે કાંઈ અનિત્ય અને વિકારી હોય, તેને આત્મા કહી શકાય ખરું, ત્યારે તે સાથે સાથે સૂચવતા જાય છે કે, નિત્ય અને અવિકારી એવું કાંઈક છે[1]

'આ મારું નથી, હું આ નથી, આ મારો આત્મા નથી', એ પ્રમાણેનાં બૌદ્ધ મહાવાક્યો પણ એ જ મતને ટેકો આપે છે, કારણકે, આ બધાં નેતિવાક્યો એટલું જ સૂચવવા માગે છે કે, આત્મા અનાત્માથી છેક જ જુદો, પર છે. વ્યાવહારિક જગતના કાર્યકારણભાવોથી આત્મવસ્તુ છેક જ બહાર છે જ્યારે બુદ્ધ આપણને કહે છે કે, આત્માને તમારો દીવો બનાવો (अत्तदीप), આત્માને તમારું શરણું બનાવો (अत्तसरण)[2], ત્યારે જરૂર તે આપણાં અનિત્ય ઘટકોને

૧ જુઓ, 'ભાર અને ભારવાહી' વિષેનો ઉપદેશ પણ (સંયુત્ત ૩ ૨૫.)
૨ મહાપરિનિબ્બાનસુત્ત ૨–૨૬

## ૭

# નિર્વાણનું સ્વરૂપ

નિર્વાણ એટલે સમૂળ ઉચ્છેદ નહીં

દરેકે જેને માટે પ્રયત્ન કરવાનો છે, તે આનંદની અંતિમ સ્થિતિ – નિર્વાણની કલ્પના બુદ્ધે પોતાની આજુબાજુના પ્રચલિત સિદ્ધાંતોમાંથી લઈ લીધી છે, અને તે ઉપનિષદોએ વર્ણવેલ મોક્ષ અથવા મુક્તિની કલ્પનાને મળતી જ છે. નિર્વાણ શબ્દ ઉપનિષદો અને ભગવદ્‌ગીતામાં વપરાયેલો મળે છે, અને તેનો અર્થ તૃષ્ણાઓનું બુઝાઈ જવું, અને પરબ્રહ્મ સાથે ફરી એકરૂપ બની જવું (બ્રહ્મનિર્વાણ) એ થાય છે. તેનો અર્થ, છેક જ લુપ્ત થઈ જવું અથવા સમૂળ ઉચ્છેદ, એવો થતો નથી; પરંતુ તૃષ્ણાગ્નિનું બુઝાઈ જવું અને પૂર્ણ સાથે ભળી ગયાનો આનંદ, એવો થાય છે.[1] તે સ્થિતિમાં કાર્યકારણની સાંકળ હંમેશને માટે તૂટી જાય છે, અને પછી પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી. બુદ્ધ તે સર્વોત્તમ સ્થિતિ માટે ब्रह्मप्राप्ति અને ब्रह्मभूत એ શબ્દો વાપરે છે; તથા તે આ જન્મમાં જ શરીરના નાશ પહેલાં જ પ્રાપ્ત થઈ શકે છે. પોતે જન્મ-જરા-રોગ-મૃત્યુ-દુઃખ-પાપ વિનાની નિર્વાણની અનુપમ શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરી, તેનું વર્ણન બુદ્ધ કરે છે.

---

૧. વિષ્ણુપુરાણમાં, ભગવાનની નિર્હેતુકી ભક્તિ નિર્વાણ પ્રાપ્ત કરવામાં મદદગાર થાય છે, એમ જણાવ્યું છે. 'प्राप्नोत्याराधिते विष्णोः निर्वाणम् अपि चोत्तमम् ॥'

જ્યારે વિસાખ ઉપાસકે ધમ્મદિન્ના ભિક્ષુણી પાસે જઈને નિર્વાણ શું છે એ પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો, "હે વિસાખ! તું પ્રશ્નની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. નિર્વાણ એ બ્રહ્મચર્યની સીમા છે, નિર્વાણ એ બ્રહ્મચર્યનું પરાયણ છે, નિર્વાણ એ બ્રહ્મચર્યનું પર્યવસાન છે. [અર્થાત્ એ પ્રશ્નનો મૌખિક જવાબ નથી હોઈ શકતો; તે જવાબ બ્રહ્મચર્યસિદ્ધિ દ્વારા પોતે મેળવવાનો હોય છે.] આ બાબતમાં તને શંકા રહેતી હોય, તો તું ભગવાનને પૂછી જો, અને ભગવાન તેનો જે નિકાલ આપે તે પ્રમાણે તું તેનો અર્થ સમજ."

નિર્વાણ એ સાક્ષાત્કારની વસ્તુ છે:

વિસાખે તે પ્રમાણે બુદ્ધને પૂછતાં, બુદ્ધ બોલ્યા:—"હે વિસાખ! ધમ્મદિન્ના ભિક્ષુણી પંડિતા અને મહાપ્રજ્ઞાવતી છે. એ પ્રશ્ન જો તેં મને પૂછ્યો હોત, તો પણ હું તેની જેમ જ તેનો જવાબ આપત. એટલે તેણે આપેલો જવાબ બરાબર છે, એમ તું સમજ."[1]

આપણે આ જીવનમાં જ દુઃખનો અંત લાવી શકીએ છીએ.[2] બુદ્ધ મરણ બાદ કાંઈક મળવાનું વચન આપીને સંતોષ નથી માનતા. તે તો આપણું શરીર વિદ્યમાન હોય તે સ્થિતિમાં પ્રાપ્ત કરવાના સાક્ષાત્કારની વાત કરે છે. જેઓ તે પવિત્ર ગિરિશિખરે પહોંચ્યા હોય છે, તેઓ તેજસ્વી મોંવાળા થઈને પાછા આવે છે. મોગ્ગલાને સારિપુત્તને પૂછ્યું, "હે ભાઈ!

૧. મજ્ઝિમ૦ ૧-૩૦૪.

૨. 'दिट्ठे धम्मे दुक्खस्स अंतकरो होति' ॥ (મજ્ઝિમ૦ ૯).

આત્મા તરીકે નથી જ ઉલ્લેખતા, પરંતુ આપણામાં રહેલ વિશ્વાત્માનો જ ઉલ્લેખ કરે છે.

માણસ શું આ વ્યાવહારિક પાંચ સ્કંધોના સરવાળારૂપ જ છે શું ? તે ઉપરાંત તેમાં બીજું કાંઈ જ નથી? આ પ્રશ્નનો સામાન્ય જવાબ એ આપવામાં આવે છે કે, એ બાબત ન વર્ણવી શકાય તેવી (अवाच्य) છે. માણસ એ સ્કંધોરૂપ જ છે કે તેમનાથી ભિન્ન છે, એવું આપણે કહી શકતા નથી. સારિપુત્ત સાતિ સાથેની ચર્ચામાં કહે છે કે, તથાગતને પાંચસ્કંધોરૂપ, કે તેમનાથી ભિન્ન પણ કહેવામાં આવ્યો નથી.[1] કેટલાય ફકરાઓમાં વાસ્તવિક આત્માને શાશ્વત ધર્મરૂપ કહેવામાં આવ્યો છે.[2]

ઉપનિષદો અને બૌદ્ધ મતમાં તફાવત: સાધન ઉપર ભાર

ઉપનિષદો જણાવે છે કે, મનુષ્યપ્રાણીનું સત્યસ્વરૂપ પરબ્રહ્મ અથવા આત્મા છે, તથા માણસે તેનો સાક્ષાત્કાર કરવો જોઈએ; ત્યારે બુદ્ધ ચારિત્ર્યના નવેસર ઘડતર ઉપર ભાર મૂકી, નવું વ્યક્તિત્વ વિકસાવવાની વાત ઉપર ભાર મૂકે છે. પરંતુ પોતાના નિગૂઢ અંતરાત્માનો સાક્ષાત્કાર પણ પોતાના આખા વ્યક્તિત્વનો સદંતર પલટો કરી નાખ્યા વિના શક્ય નથી જ. માણસનું ધ્યેય પોતાનું સત્યસ્વરૂપ પ્રાપ્ત કરવાનું હોવું જોઈએ. પોતે પોતાના વાસ્તવિક આત્મારૂપ બનવું જોઈએ. પરંતુ, આપણે આપણા વાસ્તવિક સ્વરૂપે પરમાત્મારૂપ છીએ, માટે પ્રત્યક્ષ સંસારમાં પણ આપણે તેવા જ છીએ – સદંતર

૧. મજ્ઝિમ૦ ૧-૨૫૬. ૨. અંગુત્તર ૧-૧૪૨.

અનાત્મારૂપ નથી બની ગયા, એવું માનવા સામે બુદ્ધ આપણને ચેતવે છે. વસ્તુતાએ પરમાત્મારૂપ બનવું એ આપણું ધ્યેય હોવું જોઈએ. "આ જીવનમાં જ તે નિર્વૃત થાય છે, શીતલ થાય છે, તથા બ્રહ્મભૂત બનેલા આત્મા સાથે (ब्रह्मभूतेन अत्तना) આનંદાનુભવમાં નિમગ્ન થાય છે."[1] પોતાના પારમાર્થિક બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરવા માટે ઉપરનાં પડળો અને બંધનો દૂર કરવા, એ એક ભારે ભગીરથ પ્રયત્નવાળી નૈતિક સાધના છે. ઉપનિષદો એમ કહે છે કે, માણસ પોતાના સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં મુક્ત થાય છે, ત્યારે બુદ્ધ એમ કહે છે કે, તૃષ્ણામાત્રનો ત્યાગ કરનારો સુખી થાય છે. જેનું જીવન વિષયવાસનાઓથી ઘેરાઈ ગયું છે, ભય અને દ્વેષથી ઘોરઅંધાર બની ગયું છે, અને ક્રોધ તથા દુષ્ટતાથી તપ્યા કરે છે, તેને સ્વરૂપનો સાક્ષાત્કાર કેવી રીતે થાય, કે તેને આનંદ શી રીતે પ્રાપ્ત થાય? બુદ્ધનો ભાર માર્ગ ઉપર છે, ધ્યેય ઉપર નથી, પરંતુ ક્ષણિક તથા બદલાતા સ્કંધોથી ભિન્ન એવા પારમાર્થિક આત્માની સત્તા તેમાં ગૃહીત નથી શું?



1 મજ્ઝિમ૦ ૧-૩૪૪, ૮-૧૫૮, અંગુત્તર૦ ૨-૨૧૧

## ૭

# નિર્વાણનું સ્વરૂપ

નિર્વાણ એટલે સમૂળ ઉચ્છેદ નહીં

દરેકે જેને માટે પ્રયત્ન કરવાનો છે, તે આનંદની અંતિમ સ્થિતિ – નિર્વાણની કલ્પના બુદ્ધે પોતાની આજુબાજુના પ્રચલિત સિદ્ધાંતોમાંથી લઈ લીધી છે, અને તે ઉપનિષદોએ વર્ણવેલ મોક્ષ અથવા મુક્તિની કલ્પનાને મળતી જ છે. નિર્વાણ શબ્દ ઉપનિષદો અને ભગવદ્ગીતામાં વપરાયેલો મળે છે, અને તેનો અર્થ તૃષ્ણાઓનું બુઝાઈ જવું, અને પરબ્રહ્મ સાથે ફરી એકરૂપ બની જવું (બ્રહ્મનિર્વાણ) એ થાય છે. તેનો અર્થ, છેક જ લુપ્ત થઈ જવું અથવા સમૂળ ઉચ્છેદ, એવો થતો નથી; પરંતુ તૃષ્ણાગ્નિનું બુઝાઈ જવું અને પૂર્ણ સાથે ભળી ગયાનો આનંદ, એવો થાય છે.[1] તે સ્થિતિમાં કાર્યકારણની સાંકળ હંમેશને માટે તૂટી જાય છે, અને પછી પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી. બુદ્ધ તે સર્વોત્તમ સ્થિતિ માટે ब्रह्मप्राप्ति અને ब्रह्मभूत એ શબ્દો વાપરે છે; તથા તે આ જન્મમાં જ શરીરના નાશ પહેલાં જ પ્રાપ્ત થઈ શકે છે. પોતે જન્મ-જરા-રોગ-મૃત્યુ-દુઃખ-પાપ વિનાની નિર્વાણની અનુપમ શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરી, તેનું વર્ણન બુદ્ધ કરે છે.

---

૧. વિષ્ણુપુરાણમાં, ભગવાનની નિર્હેતુકી ભક્તિ નિર્વાણ પ્રાપ્ત કરવામાં મદદગાર થાય છે, એમ જણાવ્યું છે. 'प्राप्नोत्याराधिते विष्णोः निर्वाणम् अपि चोत्तमम् ॥'

જ્યારે વિસાખ ઉપાસકે ધમ્મદિન્ના ભિક્ષુણી પાસે જઈને નિર્વાણ શું છે એ પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો, " હે વિસાખ! તું પ્રશ્નની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. નિર્વાણ એ બ્રહ્મચર્યની સીમા છે, નિર્વાણ એ બ્રહ્મચર્યનું પરાયણ છે, નિર્વાણ એ બ્રહ્મચર્યનું પર્યવસાન છે. [ અર્થાત્ એ પ્રશ્નનો મૌખિક જવાબ નથી હોઈ શકતો; તે જવાબ બ્રહ્મચર્યસિદ્ધિ દ્વારા પોતે મેળવવાનો હોય છે. ] આ બાબતમાં તને શંકા રહેતી હોય, તો તું ભગવાનને પૂછી જો, અને ભગવાન તેનો જે નિકાલ આપે તે પ્રમાણે તું તેનો અર્થ સમજ."

નિર્વાણ એ સાક્ષાત્કારની વસ્તુ છે:

વિસાખે તે પ્રમાણે બુદ્ધને પૂછતાં, બુદ્ધ બોલ્યા:—" હે વિસાખ! ધમ્મદિન્ના ભિક્ષુણી પંડિતા અને મહાપ્રજ્ઞાવતી છે. એ પ્રશ્ન જો તેં મને પૂછ્યો હોત, તો પણ હું તેની જેમ જ તેનો જવાબ આપત. એટલે તેણે આપેલો જવાબ બરાબર છે, એમ તું સમજ."[1]

આપણે આ જીવનમાં જ દુઃખનો અંત લાવી શકીએ છીએ.[2] બુદ્ધ મરણ બાદ કાંઈક મળવાનું વચન આપીને સંતોષ નથી માનતા. તે તો આપણું શરીર વિદ્યમાન હોય તે સ્થિતિમાં પ્રાપ્ત કરવાના સાક્ષાત્કારની વાત કરે છે. જેઓ તે પવિત્ર ગિરિશિખરે પહોંચ્યા હોય છે, તેઓ તેજસ્વી મોંવાળા થઈને પાછા આવે છે. મોગ્ગલ્લાને સારિપુત્તને પૂછ્યું, " હે ભાઈ!

1. મજ્ઝિમ૦ ૧-૩૦૪.

2. 'दिट्ठे धम्मे दु क्खस्स अंतकरो होति' ॥ (મજ્ઝિમ૦ ૯).

તારી ઈંદ્રિયો તેજસ્વી દેખાય છે, અને તારી ચામડીનો વર્ણ પણ સ્વચ્છ અને નિર્મળ દેખાય છે. તો શું તને અમરપદ પ્રાપ્ત થઈ ગયું છે કે શું?"

"હે ભાઈ, મને અમરપદ પ્રાપ્ત થઈ ગયું છે."

અહંપણાનો નાશ

નિર્વાણ એ આ જીવનમાં જ પ્રાપ્ત થતી આધ્યાત્મિક દશા છે; તથા તેને બાહ્ય ભૌતિક કે સામાજિક કર્મો સાથે કશો વિરોધ નથી. તેમાં અહંપણાનો ભાવ છેક જ ગળી ગયો હોય છે. બુદ્ધના એ શિષ્યો કહે છે:—"ભગવન્! જે મુક્ત થયો હોય છે, તેની ભવસંજ્ઞા છેક જ પરિક્ષીણ થઈ જાય છે. પરમાર્થ જેને પ્રાપ્ત થયો છે એવા તે વિમુક્ત પુરુષને પછી એવો ખ્યાલ નથી રહેતો કે, કોઈ મારા કરતાં શ્રેષ્ઠ છે, કે કોઈ મારા સમાન છે, કે કોઈ મારાથી ઊતરતો છે." બુદ્ધે જવાબ આપ્યો, "સાચા જ્ઞાની આ પ્રમાણે બીજાને સમજ પાડે છે, પોતાને જે અર્થ સમજાયો હોય તે તેઓ કહી બતાવે છે; પરંતુ 'અહં' કે 'અત્તા'ને આગળ કરતા નથી."[1]

નિર્વાણ: સંપૂર્ણતાનું શાશ્વત જીવન

એ અવસ્થા પ્રાપ્ત કરનારાઓને જન્મ-મૃત્યુ સ્પર્શી શકતાં નથી, એ અર્થમાં એ અવસ્થા કાલાતીત છે. તે અવસ્થાની સાથે સર્વોત્તમ આનંદ પણ પ્રાપ્ત થાય છે. તે અવસ્થા થેર અને થેરી[2]

---

૧. અંગુત્તર, ૩-૩૫૯

૨. થેર એટલે સ્થવિર, જ્ઞાનવૃદ્ધ ભિક્ષુ; થેરી એટલે જ્ઞાનવૃદ્ધ ભિક્ષુણી. તે નામના પાલિ કાવ્યસંગ્રહો જ છે —અનુ૰.

ગાથાઓના મોટા ભાગના કાવ્યનું વસ્તુ બની છે. મુક્ત થયેલા પુરુષનું શરીરથી મૃત્યુ થયા બાદ શું થાય છે? તથાગતનો તે વખતે સંપૂર્ણ વિલય–ઉચ્છેદ થાય છે? કે માત્ર આ વ્યાવહારિક જગત સાથેનો જ તેનો સંબંધ કપાઈ જઈ, વસ્તુતાએ પારમાર્થિક કહી શકાય એવી બીજી ભૂમિકાએ અસ્તિત્વનો આનંદોપભોગ ચાલુ રહે છે? બુદ્ધ તે પ્રશ્નનો જવાબ આપવાની ના પાડે છે. તો પણ, નિર્વાણ એટલે સદંતર વિલય, એવા અર્થને પ્રાચીન ત્રિપિટક ગ્રંથોમાંથી સમર્થન મળવું મુશ્કેલ છે. બૌદ્ધ ધર્મગ્રંથો જ્યારે અર્હત્પદનું, અર્થાત્ સાધનામાર્ગે મળતી અંતિમસંસિદ્ધિનું જ્વલંત શબ્દોમાં તથા આનંદપૂર્ણ વર્ણન આપે છે, ત્યારે તેઓ મૃત્યુનું વર્ણન નથી કરતા હોતા. આર્ય અષ્ટાંગિક માર્ગના ફળરૂપ, તૃષ્ણાઓમાંથી વિમુક્તિરૂપ, અખંડ શાંતિરૂપ, તથા દેવો પણ જે પદની અભિલાષા રાખતા હોવાનું કહેવાય છે તે સકળ પુરુષાર્થના અંતિમ લક્ષ્યરૂપે નિર્વાણપદ, એ કાંઈ શૂન્યતા તો નથી જ. એ તો જીવનને અલગ પાડી દેનારા બંધોના નાશરૂપ છે. તે તો કાલાતીત સંપૂર્ણતામાં શાશ્વતજીવનરૂપ છે. એ કાંઈ પૂર્વ જીવનની માત્ર સુધારેલી–વધારેલી આવૃત્તિ નથી, પરંતુ વર્તમાન તેમજ ભૂત એમ બ[illegible] યોનિઓના છેડારૂપ છે; અહીં અત્યારે જે છે તેનાથી તેનો પ્રકાર છેક જ જુદો છે.

તે દશાને જ્યારે 'અમરપદ, અનંતપદ, અવ્યયપદ' એવા શબ્દો લગાડવામાં આવે છે, ત્યારે તે કાળની લંબાઈ સૂચવવા નહીં, પરંતુ પરમસત્તાનું સ્વરૂપ સૂચવવા. "જેને અનંત જીવન પ્રાપ્ત થયું છે, તેનો વિસ્તાર કોઈ માપગણતરીથી

આપી શકાય નહીં:" બધી યોનિઓનાં લક્ષણો તેમાંથી દૂર થઈ ગયાં હોવાથી, તે વાણીનો વિષય પણ બની શકતી નથી.

અગ્નિવચ્છગોત્ત સુત્ત[1]માં જણાવ્યું છે કે, જ્યારે બળતણ પૂરું થઈ જાય છે, ત્યારે જ્વાળા દેખાતી બંધ થાય છે, અને તેની ગતિ જાણી શકાતી નથી. તે પ્રમાણે જ્યારે જીવનના અગ્નિને પ્રજ્વલિત રાખનાર તૃષ્ણાઓ અને કામનાઓ રૂપી બળતણ દૂર થઈ જાય છે, ત્યારે પ્રત્યક્ષ દેખાતી જીવનજ્યોત બુઝાઈ જાય છે; પરંતુ તેનો અર્થ સદંતર વિનાશ નથી.[2] જે ઓલવાઈ જાય છે તે તો રાગ-દ્વેષ અને મોહરૂપી અગ્નિ છે. ખેમા ભિક્ષુણી પસેનદિ રાજાને કહે છે કે, "ભગવાને એ સ્થિતિનું વર્ણન કર્યું નથી."

"શાથી ભગવાને તેનું વર્ણન કર્યું નથી?"

"હે રાજા! હું તમને એક પ્રશ્ન પૂછું, તેનો તમે પ્રથમ જવાબ આપો. તમારી પાસે કોઈ એવો ગણક કે આંકડાશાસ્ત્રી છે કે જે આ ગંગાની રેતીના કણ ગણીને કહી શકે કે, તે આટલા સો, આટલા હજાર કે આટલા લાખ છે?"

*નિર્વાણ અવર્ણનીય છે*

"ના, જી."

"તે પ્રમાણે, તમારી પાસે એવો કોઈ ગણિતી કે હિસાબનીસ છે કે જે આ મહાસમુદ્રને એમ જ માપીને

૧. મજ્ઝિમ૦ ૧-૪૮૭

૨. શ્વેતાશ્વતર ઉપનિષદમા પણ બળતણ સળગી ગયુ હોય તેવા અગ્નિનું મૂર્તસ્વરૂપ (મૂર્તિઃ) જેમ દેખાતું નથી, તેમ પરમાત્માનું સ્વરૂપ દેખાતુ નથી, એવી ઉપમા આપી છે

કહે, કે તેમાં આટલાં મો કે આટલાં હજાર કે આટલાં લાખ માપ પાણી છે?"

"ના, જી."

"શાથી?"

"કારણ કે, સમુદ્ર બહુ ગહન, અમાપ તથા અગાધ છે."

"તે જ પ્રમાણે હે રાજા! તથાગતનું વર્ણન જેના વડે થઈ શકે તે શરીર તો નાશ પામી ગયું હોય છે, મૂળમાંથી કપાઈ ગયું હોય છે, તથા જમીનમાંથી ઊખડી ગયેલા તાડની પેઠે ફરી ઊભું થવા પામતું નથી. આમ શરીરના લક્ષણવિનાના બનેલા તથાગતનું સ્વરૂપ પણ ગહન, અમાપ તથા અગાધ હોવાથી તેનું વર્ણન થઈ શકતું નથી."[1]

ક્ષણભંગુર એવા જે સ્કંધો તે વિનાનો બનેલો મુક્ત આત્મા એ કંઈક સત્ વસ્તુ જરૂર છે, પરંતુ તે અવાચ્ય છે. એક સ્થળે યમક એવું પ્રતિપાદન કરે છે કે, સંયોજનોથી રહિત બનેલો તથાગત જ્યારે મરણ પામે છે, ત્યારે તેનો સદંતર ઉચ્છેદ થાય છે, અને પછી તેનું અસ્તિત્વ રહેતું નથી; ત્યારે સારિપુત્ત તેને બખડાવીને કહે છે કે, તારું કહેવું શાસ્ત્રવિરુદ્ધ છે, તથા જીવતોજીવત પણ તથાગતનું સ્વરૂપ સમજશક્તિની મર્યાદાની બહાર હોય છે.[2]

નિર્વાણનું વર્ણન 'નેતિ નેતિ'

બુદ્ધ વચ્ચને કહે છે કે, 'તથાગત બનેલા મહાત્માનું સ્વરૂપ ગહન, અમાપ, તથા અગાધ હોય છે.' તે એક જુદા જ પ્રકારનું અતિ ગહન

૧. સંયુત્ત૦ ૪-૩૭૪. ૨ સંયુત્ત૦ ૩-૧૦૯.

એવુ જીવન છે, કે જેનુ સ્વરૂપ અનનુવેદ્ય (अननुवेज्ञ) છે[1]
તેનુ નેતિ એમ નિષેધાત્મક વર્ણન જ મળવી શકે ધર્માંનુ
ભવના ગ્રથોની 'નેતિ નેતિ' પદ્ધતિએ 'દૈવી અધકાર,
અનત સત્ત્વ, અપાર સમુદ્ર, વિશાળ રણ' એવા શબ્દો
વારવાર તેના વર્ણનમા વપરાયા કરે છે તે સત્તા સામાન્ય
અર્થમા સમજાતી સત્તા નથી, અને છતા તે અસત્ પણ નથી
તે એક નક્કર સત્તા છે, વિચારતા પણ તેની કલ્પના આવી
શકતી નથી, ભાષામા તેને માટે શબ્દ ખોજ્યો જડતો નથી
આ જગત જો અનત ગતિરૂપ – નિરતર પરિણામી હોય, તો
નિર્વાણને શાશ્વત શાતિ અને વિરામરૂપ કહી શકાય નિર્વાણની
સ્થિતિમા વર્તતી ચેતના સામાન્ય માનવચેતનાથી એટલી બધી
જુદી તરેહની છે કે તે બનેને એક નામ ન લગાડી શકાય
આપણી રોજિંદા અનુભવની બધી ચેતના તો અનાત્માની –
બાહ્ય – સ્થૂલ સ્કધોની ચેતના છે તેની સરખામણીમા પેલી
નિર્વાણ ચેતનાને અચેતના જ કહેવી જોઈએ ઉપનિષદમા
કહ્યુ છે તેમ, "તે કશુ જાણતો નથી એમ કહીએ છીએ ત્યારે,
તે જાણતો હોવા છતા નથી જાણતો, એમ કહેવુ પડે છે
કારણ કે, તે જાણનારની જ્ઞાનશક્તિનો તો અવિનાશી હોવાને
લીધે લોપ થતો જ નથી, પરતુ તે જાણનારથી જુદુ બીજુ
કાઈ બાકી રહેતુ નથી કે જેને તે જાણે તેથી તે કશુ નથી
જાણતો એમ કહેવાય છે"[2] "તે બધુ પાણીની પેઠે એકરસ
એક જ બની ગયુ હોય છે, દ્વૈતરહિત દ્રષ્ટાની એ સ્થિતિ, એ જ

1 અવ દૂપસુત્ત
2 બૃહદારણ્યકોપનિષદ૦ ૪ ૩ ૩૦

બ્રહ્મલોક કહેવાય છે. "[૧] ત્યાં બધું પારદર્શક વિજ્ઞાનઘન બની જાય છે; ત્યાં કશું અંધારું કે અન્ય રહેતું નથી. ક્ષણિક એવા કશાનું તેમાં મિશ્રણ નથી.

ઉપનિષદનો ઉતારો

બૃહદારણ્યક ઉપનિષદના સુપ્રસિદ્ધ ફકરામાં યાજ્ઞવલ્કય પોતાની પત્ની મૈત્રેયીને મુક્ત આત્માનું સ્વરૂપ વર્ણવી બતાવે છે. તેને તે પર-આત્મા સાથે એકરૂપ બનેલો તથા બીજા કશાની પરિભાષામાં ન વર્ણવી શકાય તેવો કહે છે. " જેમ સિંધવનો ગાંગડો બહારથી તેમજ અંદરથી એકસરખો ખારાશરૂપ જ ( रसघन ) હોય છે, તેમ એ આત્મા પણ અંદરથી તેમજ બહારથી એકસરખો વિજ્ઞાનસ્વરૂપ જ ( प्रज्ञानघन ) હોય છે. આ મહાભૂતોના ખોળિયામાંથી નીકળી તે ( માનવ-આત્મા ) તે મહાભૂતો સાથે નાશ પામે છે ( अनुविनश्यति ), એટલે મર્યા પછી ( प्रेत्य ) કશી ચેતના રહેતી નથી. "

આ સાંભળી મૈત્રેયી બહુ મૂંઝવણમાં પડી જાય છે. એટલે પાછા યાજ્ઞવલ્કય તેને કહે છે કે, ' હું તને મૂંઝવણ થાય તેવું કશું કહેતો નથી. આ આત્મા અવિનાશી છે, અને તે નાશ પામતો નથી. જ્યાં દ્વૈત જેવું હોય ત્યાં એક જણ બીજાને જુએ, એક જણ બીજાને સૂંઘે, એક જણ બીજાને ચાખે, એક જણ બીજાને અભિવાદન કરે, એક જણ બીજાનું કહ્યું સાંભળે, એક જણ બીજાનો વિચાર કરે, એક જણ બીજાને સ્પર્શ કરે, તથા એક જણ બીજાને જાણે. પરંતુ જ્યાં આત્મા

૧. સદર ૪-૩-૩૨. सलिल एको द्रष्टा अद्वैतो भवत्येष ब्रह्मलोकः ॥

જ બધું બની રહે, ત્યાં કોણ શી રીતે બીજાને જુએ–સૂંઘે–ચાખે–અભિવાદન કરે–સાંભળે–વિચારે–સ્પર્શે–કે જાણે? જેની શક્તિથી બધું જાણી શકાય છે, તેને કેવી રીતે જાણી શકાય? તેથી એ આત્માનું 'નેતિ નેતિ'થી વર્ણન કરાય છે. એ આત્મા અગૃહ્ય છે, કારણ કે તેનું ગ્રહણ થઈ શકતું નથી; તે આત્મા અવિનાશી છે, કારણ કે તેનો નાશ થતો નથી; તે આત્મા અસંગ છે, કારણ કે તે ક્યાં ય આસક્ત થતો નથી; તે કશાથી બંધાતો નથી, તે કશાથી દુઃખ પામતો નથી, તે કશાથી ક્ષીણ થતો નથી. અરે, સર્વને જાણનારને તે શી રીતે જાણી શકાય?"[1] તે સર્વ પ્રકાશોનો પ્રકાશ છે.

એક સુંદર ફકરામાં બીજા એક ઉપનિષદમાં[2] કહ્યું છે કે, "જે જ્ઞાની લોકો તે (પરબ્રહ્મ–પરમાત્મા)ને પોતાના આત્મામાં રહેલો (આત્મસ્થ) જુએ છે, તેઓ જ શાશ્વત શાંતિ પામે છે, બીજા કોઈ નહીં. તેઓ જ 'એ આ છે' એમ કરીને અવર્ણનીય એવું પરમસુખ અનુભવે છે. તેને હું કેમ કરીને જાણું? તેને પોતાનો જ પ્રકાશ છે કે બીજા કોઈના પ્રકાશથી તે પ્રકાશવાન બને છે? ત્યાં કોઈ સૂર્ય પ્રકાશતો નથી, કોઈ ચંદ્ર કે તારા પ્રકાશતા નથી, આ વીજળીઓ ત્યાં ચમકતી નથી, તો પછી આ અગ્નિ તો ત્યાં ક્યાંથી જ પ્રકાશે? તે પ્રકાશે છે તો તેની પાછળ આ બધું પ્રકાશવાન બને છે."

લોભ, અવિદ્યા અને દ્વૈતથી પર, નિર્લેપ, સામો પાર, ધ્રુવ,

---

૧. બૃહદા૦ ૪–૫–૫.

૨. કઠ૦ ૨, ૫, ૧૩–૧૫.

ઉદાન ગ્રંથનો ઉતારો

અવિનશ્વર, જેને કોઈ ઝંઝાવાતો ડોલાવી શકતા નથી, એવા કશાકની સત્તાનું પ્રતિપાદન કરનારું 'ઉદાન'[1] બુદ્ધનો અભિપ્રાય બરાબર નિરૂપિત કરે છે. નિર્વાણ એ કોટીનું છે. 'કારણ કે, એક એવી ભૂમિકા (आयतनम्) છે, જ્યાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશનું આનંત્ય, કે વિજ્ઞાનનું આનંત્ય, અકિંચનતા, સંજ્ઞા કે અસંજ્ઞા, આ લોક, પરલોક, કે ચંદ્ર, સૂર્ય બંને નથી. હું તેને આગતિ, ગતિ, સ્થિતિ, ચ્યુતિ, કે ઉત્પત્તિ કાંઈ કહેતો નથી. તેની કોઈ પ્રતિષ્ઠા (પાયો) નથી; તે પ્રવર્તનરહિત છે, અનાલંબન છે. તે દુઃખનો છેડો છે.'[2] આકાશ તેને ધારણ ન કરી શકે, કારણ કે તે અપ્રતિષ્ઠ છે; કાળ તેને સમાવી ન શકે, કારણ કે તે બધાં પ્રવર્તનોથી પર છે; તે કાંઈ કરતું નથી કે ભોગવતું નથી. ગતિ અને સ્થિતિ બંને તેને માટે એકરૂપ છે.[3]



૧. પાલિત્રિપિટકનો ગ્રંથ. તેમાં દરેક ફકરાને છેડે 'બુદ્ધે આમ કહ્યું હતું' (उदानेत्ति) એમ કહીને ગાથા આવે છે. તેથી તેનું નામ 'ઉદાન' પડ્યું છે.

૨. 'ઉદાન' (ઈ. ડી. જી. સ્ટ્રૉન્ગનું ભાષાંતર પા. ૧૧૧)

૩. વધુ ચર્ચા માટે જુઓ (આ જ લેખકનું) 'ઇંડિયન ફિલૉસૉફી' પુસ્તક, વૉ. ૧, બીજી આવૃત્તિ (૧૯૨૯) પા. ૩૭૬ ઇ૦, ૪૪૬ ઇ૦, ૪૬૫ ઇ૦.

## ૮

# ઉપસંહાર

બુદ્ધના ઉપદેશોનો આમ બીજો અર્થ શક્ય છે એટલું જ નહીં પરંતુ કદાચ તે અર્થ બુદ્ધના પોતાના વિચારો અને તેમના જમાનાની ભાવનાઓને વધુ અનુરૂપ છે. તો પછી તે ઉપદેશોમાં ઉચ્છેદવાદ કે અજ્ઞેયવાદ ખોળવાનો આગ્રહ રાખવો, એ ડહાપણભરેલું ન જ કહેવાય. પારમાર્થિક તેમજ શાશ્વત શ્રેયના વાસ્તવિક અનુભવ વિના, કોઈ પણ માણસને બધી ક્ષણિક વસ્તુઓની દુઃખરૂપતાનો, અને તેથી તે ક્ષણિક વસ્તુઓ સાથે સંબંધ છે તેટલે અંશે માનવ જીવનની દુઃખરૂપતાનો બુદ્ધ જેવો મૌલિક અનુભવ થવો શક્ય નથી. એ શાશ્વત અને અવિનાશી પદના અનુભવની ભૂમિકાએથી જ ક્ષણિક અને પરિણામી વસ્તુઓની પોકળતા બરાબર સમજી શકાય.

શાશ્વત તત્ત્વની ગર્ભિત માન્યતા

બુદ્ધે એ શાશ્વત તત્ત્વનું કાંઈ પણ વર્ણન કરવાની ના પાડી, અથવા તો તેમણે તેનું માત્ર નિષેધાત્મક વર્ણન કરીને જ સંતોષ માન્યો, તે એ સૂચવવા કે, પર તત્ત્વ બધાં લક્ષણોથી પર છે. બાકી, તેમના ઉપદેશો પાછળ ગર્ભિત રીતે ડોકિયું કર્યા કરતા એ પર તત્ત્વને અદ્વૈત વેદાંતના પરબ્રહ્મથી કે ડાયોનિ-

શાશ્વત તત્ત્વનું સીધું પ્રતિપાદન શાથી નથી કર્યું

સિયસ[1]નાં લખાણોમાં નિરૂપવામાં આવેલા ખ્રિસ્તી ગૂઢાનુભવવાદીઓના પરમ-ઈશ્વરથી કોઈ પણ રીતે જુદું પાડવું મુશ્કેલ છે. વ્યાવહારિક જગતને બુદ્ધે નિંદ્યું છે, તે પણ એ શાશ્વત તત્ત્વની દૃષ્ટિએ જ; પરંતુ તે તત્ત્વ બૌદ્ધિક પ્રમાણોનો વિષય ન હોવાથી, તેમણે તેને તે નિંદાના હેતુ તરીકે રજૂ કર્યું નથી. પરમતત્ત્વના સ્વરૂપનું લક્ષણ બાંધવામાં આનાકાની તથા સંકોચને હિંદી માનસે હંમેશાં ઉચિત તેમ જ સ્વાભાવિક માન્યાં છે. ઉપનિષદો ભાગ્યે જ પરમ તત્ત્વને બૌદ્ધિક નિરૂપણો કે ન્યાયશુદ્ધ લક્ષણોમાં બાંધી લેવાનો પ્રયત્ન કરે છે; અને બુદ્ધે તેનું લક્ષણ બાંધવાનો પ્રયત્ન કરવાનો સદંતર ઇનકાર કર્યો, તે, બીજા કેટલાક આચાર્યો તેનું ઝીણામાં ઝીણી વિગતે વર્ણન કરવામાં ઊતરી પડે છે, તેનો છેક સામો છેડો છે.

એ બધું 'દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીવે' તેના જેવું છે.

તેનાં કારણો

તેમ કરવાનાં બુદ્ધનાં કારણો સમજી શકાય તેવાં છે. પ્રથમ તો ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં હિંદુસ્તાન ઉપર, બીજે ક્યાંય માનવજાતના ઇતિહાસમાં

---

[1] મૂળમા 'સ્યુડો-ડાયોનિસિયસ' એટલે કે 'નામધારી-ડાયોનિસિયસ' એવું છે. એમ કહેવાય છે કે મૂળ ડાયોનિસિયસ તો સેંટ પૉલ પાસેથી માર્સ ટેકરી ઉપર ખ્રિસ્તીધર્મ સ્વીકારનાર આથેન્સવાસી છે, કે જેનો ઉલ્લેખ ઍક્ટ્સ ૧૭-૩૪મા આવે છે. પરંતુ પછી સેંકડો વર્ષ બાદ એના નામથી કેટલાક ધર્મગ્રંથો કોઈકે લખ્યા. એ નામધારી ડાયોનિસિયસના લખાણો ઉપરથી એટલું નક્કી થઈ શકે છે કે, તેનો સમય ઈ. સ. ૫૦૦ પછીનો ન હોઈ શકે, તથા ચોથા સૈકા પહેલાનો ન હોઈ શકે. પરમઈશ્વર જગતથી પર પણ છે, તેમજ જગતનો અંતર્યામી પણ છે, તે સિદ્ધાંત એ ગ્રંથોમાં યથાયોગ્ય નિરૂપવામા આવ્યો છે.

કદી જોવામાં ન આવી હોય તેવી છેવટની હદની સૈદ્ધાંતિક કલ્પનાઓ, તીખા વાદવિવાદો, અને અસંખ્ય પ્રકારના તથા પરાકાષ્ઠાભર્યા ધાર્મિક અનુભવોનો વંટોળ ફરી વર્ષ્યો હતો. લોકો નર્યા વહેમોમાં ગળાબૂડ ડૂબી ગયા હતા એટલું જ નહીં, પરંતુ સાથે સાથે વધારેપડતા વિતંડાવાદી પણ બની ગયા હતા. અણસમજુ લોકોના વહેમો અને પંડિતોની વિતંડાઓ વચ્ચે ફરક બતાવતી કશી લીટી દોરવી એ શક્ય રહ્યું નહોતું.[1] આ અંધાધૂંધીમાં બુદ્ધે આવીને માનવસ્વભાવ અને માનવ-અનુભવની બિનાઓને જ સમજવાનો તથા બધા તર્કવાદો અને માત્ર આપ્તવાક્ય ઉપર અંધશ્રદ્ધા ત્યાગવાનો આગ્રહ રાખ્યો. આપ્તવાક્ય હંમેશાં માણસની બુદ્ધિ અને સમજને પોતાના પક્ષમાં લઈને જ આગળ ચાલી શકે; અને જેટલે દરજ્જે આપ્તવાક્યની સચ્ચાઈ તથા યોગ્યતાનુ આ લક્ષણ પ્રત્યક્ષ જોઈ શકાય છે કે સ્વીકારી શકાય છે, ત્યાં સુધી માણસનુ હૃદય તેની આગળ ઝૂકતું રહે એ યોગ્ય પણ છે. કોઈ કોઈ પ્રસંગે ડહાપણ, આદરભાવ કે ભયને કારણે પણ આપ્તવાક્યને માથે ચડાવી લેવું પડે; પરંતુ માત્ર એટલાં જ કારણો હોય, તો તેમાં સાચી પ્રમાણભૂતતા ન હોઈ શકે. તેથી બુદ્ધ આપણને આપણી પોતાની બુદ્ધિ વાપરવાની હિંમત ધારણ કરવાનુ તથા નિશ્ચય કરવાનું કહીને સૈદ્ધાંતિક કલ્પનાઓમાંથી પ્રત્યક્ષ હકીકતો ઉપર પહોંચી જવાનું કહે છે.

બીજું.–દરેક જણે સત્યનો સ્વપ્રયત્ન અને સ્વાનુભવથી સાક્ષાત્કાર કરવો જોઈએ. એને માટે સાધના અથવા

૧. જુઓ 'બ્રહ્મજાલસુત્ત'.

પુરુષાર્થની જરૂર છે. સૈદ્ધાંતિક વાદવિવાદોથી સ્વભાવ ગરમ બની જાય છે, અને સત્યની શોધ માટે જે ઠંડી તાકાત જોઈએ તે ઊભી થતી નથી. સત્યની પ્રાપ્તિ એ તો પવિત્ર સિદ્ધિ છે, તર્કવાદીની રમત નથી. આધ્યાત્મિક ક્ષેત્રમાં જે પોતાનો દીવો ન પ્રગટાવે તે દેખી શકતો નથી.

ત્રીજું:–બુદ્ધનું જીવનકાર્ય માત્ર પંડિતોને જ નહીં પરંતુ આમજનતાને મહાન વિચારો તરફ વાળવાનું હતું. તે તેમને કહી દેવા માગતા હતા કે શીલ-સદાચાર એ જ સિદ્ધિનો રાજમાર્ગ છે.

ચોથું:–આસ્તિક ઈશ્વરસંપ્રદાયો પરમતત્ત્વનો વ્યાવહારિક જગત સાથેનો સંબંધ દર્શાવવાની ઉત્સુકતામાં પરમતત્ત્વને પોતાને જ વ્યાવહારિક કક્ષાનું બનાવી મૂકે છે. તેઓ ઈશ્વરના અસ્તિત્વ માટે પ્રમાણો આપે છે અને તેને આ લૌકિક જગત જેવી પ્રમાણગ્રાહ્ય વસ્તુ ગણી લે છે. વ્યાવહારિક જગતનું જ લક્ષણ કહી શકાય તેવી સત્તાને તેઓ આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ ખેંચી જાય છે. ઈશ્વરના અસ્તિત્વની તરફેણમાં કે વિરુદ્ધમાં દલીલો કરવી એટલે પરમતત્ત્વને પણ વ્યાવહારિક અર્થમાં જ સમજી લેવું; તેને પણ અન્ય પદાર્થો જેવો જ એક સત્ કે અસત્, ભલો કે બૂરો પદાર્થ સમજવો. તેઓ ઈશ્વરની પારમાર્થિક સત્તા તરફ કે તેની ગહન અકળતા તરફ લક્ષ જ કરતા નથી. ઈશ્વર સ્રષ્ટા, પિતા, પ્રિયતમ કે સખા છે એવી માન્યતાઓ તો મર્યાદિત સ્થૂલ તત્ત્વને લગતા સિદ્ધાંતો છે, અને તેઓ ઈશ્વરના પારમાર્થિક સ્વરૂપને તેનાં સ્થૂલ પ્રતીકો

સાથે સેળભેળ કરી દે છે. ઈશ્વર છે, પરંતુ તેનું અસ્તિત્વ બીજા પદાર્થો સાથેના સંબંધ ઉપર કે સરખામણી ઉપર નિર્ભર નથી, પરંતુ તે તો સ્વતઃસિદ્ધ વસ્તુ છે, તથા આપણું મન કલ્પી શકે તેના કરતાં કે આ ભૌતિક જગતના પદાર્થો કરતા જુદી જ જાતની તથા તેમના કરતાં અનંતગણી મહાન એવી સત્તા છે. તેથી બુદ્ધે ઈશ્વરવિષયક બધી વૈયક્તિક કલ્પનાઓનો ઇનકાર કર્યો, કારણકે તે કલ્પનાઓ ઈશ્વરમાં સૃષ્ટિની તમામ અપૂર્ણતાઓ આરોપીને, કર્મને બદલે ભક્તિનું સ્થાપન કરે છે. ભક્તિ ઈશ્વર સાથે અંગત સંબંધનું તથા સ્વાર્થી લેવડદેવડનું સ્વરૂપ ઝટ ધારણ કરી લે છે ઈશ્વર પાસેથી ભૌતિક આકાંક્ષાઓના જ વિષયોની યાચના કરી કરીને તે અહંપણાની ભાવનાને ઊલટી વધારી મૂકે છે. ત્યારે બીજી બાજુ ધ્યાન સમાધિ માણસના ઘડતરમા જ ધરમૂળથી પલટો કરી નાખવા ઇચ્છે છે. તેમાં જીવાત્માની પુનર્ઘટના કરવાપણું, તથા તેના પાશવિક તથા સામાજિક વારસાઉતારને પલટાવી નાખવાપણું રહ્યુ હોય છે.

પાચમુ —પારમાર્થિક સત્તાનુ સ્વરૂપ તર્કથી પર હોઈ, તેનાં બુદ્ધિગમ્ય વર્ણનો આપવાનો આગ્રહ રાખવો વ્યર્થ છે.

તેનુ બુદ્ધિગમ્ય વર્ણન શક્ય નથી

આટલી મર્યાદાઓ સાથે બુદ્ધે જરૂર નિર્વાણની પારમાર્થિકતાનુ, નિત્ય આત્માનુ, તથા જેને તે ધર્મ કહે છે તેવી પારમાર્થિક સત્તાનું સૂચન કર્યું છે. પારમાર્થિક સત્તાના સ્પષ્ટ નિરૂપણની બાબતમાં મૌન ધારણ કરવામા, અથવા તેનાં નિષેધાત્મક વર્ણન આપવાની બાબતમાં ઉપનિષદોનો પૂરો

રેલ છે. "ત્યાં ચક્ષુ, વાણી કે મન પહોંચી શકતાં નથી. આપણે તેને જાણતા નથી, સમજતા નથી, તેનો ઉપદેશ તો શી રીતે સંભવે?"[1]

બુદ્ધના વિચારોની કેટલીક મર્યાદાઓ :

હવે હું ટૂંકમાં બુદ્ધના વિચારોની કેટલીક મર્યાદાઓનો ઉલ્લેખ કરી જાઉં. તે મર્યાદાઓ બૌદ્ધ ધર્મના પછીના ઇતિહાસમાં તેમ જ હિંદુધર્મ સાથેના તેના સંબંધમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

૧. તાત્ત્વિક બાબતોમા નિર્ણયમોકૂફી

(૧) તત્ત્વચર્ચા એ માનવચિત્તની સ્વાભાવિક આવશ્યકતા છે, અને બુદ્ધ પણ તેમના અનુયાયીઓને અંતિમ પ્રશ્નોની બાબતમાં નિર્ણયમોકૂફીનું વલણ અખત્યાર કરવાની ફરજ પાડવામાં સફળ ન જ નીવડી શક્યા. બુદ્ધ પાસેથી નિશ્ચિત દોરવણીને અભાવે બૌદ્ધધર્મના પ્રારંભકાળથી જ જુદા જુદા અનેક તત્ત્વવાદો બુદ્ધને નામે ચડાવી દેવામાં આવ્યા.

---

૧. પ્લેટોના સિદ્ધાતમા, સર્વોત્તમ ઈશ્વરથી પણ પર એવા તત્ત્વની ઝાખી છે ડાયોનિસિયસ પણ પિતા અને પુત્ર તથા અનત વિચારક અને તેનો શાશ્વત વિચાર એ સંબંધોની કલ્પનાથી પાર જઈને, પારમાર્થિક ગહનતા, કે જેમા પેલા બંને સમાઈ જાય છે, તેના ઉપર પોતાની દૃષ્ટિ ઠેરવે છે. એ પરમતત્ત્વનું લક્ષણ બાધી શકાતુ નથી, કે તેના વિશેષણ નિરૂપી શકાતા નથી ડાયોનિસિયસે તેને 'વિચાર ન કરતો વિચાર', 'બોલી ન શકાતો શબ્દ', સર્વ સત્તાથી પાર એવી પારમાર્થિક 'અસત્તા' એવુ કહીને વર્ણવવાની હિંમત કરી છે.

(૨) બુદ્ધનો પારમાર્થિક સત્તા તરીકે ધર્મનો ખ્યાલ વ્યાવહારિક પ્રયોજન માટે પૂરતો નક્કર ન હતો. તિબેટના લોકોની પેઠે આપણે ચકરડા વડે[1] પ્રાર્થના ભલે કરીએ, પરંતુ ચકરડાની પોતાની પ્રાર્થના તો ન જ કરી શકીએ. પરિણામે ધીરે ધીરે બુદ્ધને જ ઈશ્વર માનીને પૂજવાનું શરૂ થયું.

ઈશ્વરની માન્યતાનો અભાવ

(૩) બ્રાહ્મણ આચાર્યોએ સંન્યાસનો અધિકાર, ગૃહસ્થાશ્રમ દ્વારા જીવનની કસોટીઓ પસાર કરીને આવેલા માટે જ અનામત રાખ્યો હતો, ત્યારે બુદ્ધે બ્રહ્મચર્યાશ્રમ તેમજ ગૃહસ્થાશ્રમની તાલીમને અનાવશ્યક માની, કોઈ પણ ઉંમરે માણસ સંસારની જંજાળનો ત્યાગ કરી શકે એમ ઠરાવ્યું. જોકે, બુદ્ધના જમાનામાં આધ્યાત્મિક જીવન જે ત્રણ દુશ્મનોના આક્રમણ હેઠળ કચરાઈ રહ્યું હતું તે ત્રણ દુશ્મનો – અર્થાત્ સિદ્ધાંતવાદીઓ, કર્મકાંડીઓ અને કામભોગને જ સર્વસ્વ માનનારા નાસ્તિકો – તેમના કરતૂકો તરફ નજર કરતાં, આપણે બુદ્ધનું એ નવું બાબતો વિષેનું અતિપણું સમજી શકીએ છીએ.

સંન્યાસ ઉપર અતિશય ભાર

[1] તિબેટના બૌદ્ધમંદિરમાં હોતાં નંદીતા ચકરડાનો ઉલ્લેખ છે. એ ચકરડા સાથે અનેક માળાઓના બીજ ચક્કર જોડેલા હોય છે. પરિણામે મોટા ચક્કરનો એક આરો ફેરવવાથી અનેક માળાઓના અનેક મણકા આપોઆપ ફરે છે. અને એ રીતે એકીસાથે અનેક જપ સ્વર્તું પુણ્ય ભક્તને હાંસલ થાય છે એમ મનાય છે. —અનુ૦

બુદ્ધમાં આપણને આધ્યાત્મિક ઊંડાણ, સર્વોત્તમ કોટીનું ચારિત્ર્યબળ, અને બૌદ્ધિક તર્કવૃત્તિનો ડહાપણભર્યો સંયમ, એ ત્રણ બાબતોનું જોરદાર મિશ્રણ જોવા મળે છે. જગતના જે વિરલ મહાપુરુષો મનુષ્યોમાં તેમના દૈવીપણાનું ભાન ઊભું કરી શકે છે, અને એ રીતે આધ્યાત્મિક જીવનમાં સાહસ તથા આકર્ષણ પૂરી, તેમને જગતમાં નવા રસ સાથે અને હૃદયભર્યાં નવા આનંદ સાથે પ્રવેશ કરાવે છે, તેઓમાંના બુદ્ધ એક હતા. પોતાની પ્રખર બુદ્ધિ અને પ્રજ્ઞા વડે તે ઉચ્ચમાં ઉચ્ચ સત્યનું આકલન કરી શક્યા, ત્યારે બીજી બાજુ તેમના કરુણાર્દ્ર હૃદય વડે તે દુઃખમાં રિબાતી માનવજાતિને બચાવવાના કાર્યમાં પોતાનું સમગ્ર જીવન અર્પી શક્યા. તથા તેમ કરીને તેમણે મહા જ્ઞાનીઓની પેલી પરંપરા સાબિત કરી આપી કે, સાચું અમરપદ પામેલા મહાત્માઓ જાતે મુક્ત થયેલા હોવા છતાં માનવજાતનાં સુખદુઃખના ક્ષેત્રથી અલગ થઈ જતા નથી. તેમનું મહાન વ્યક્તિત્વ, તેમની પેગંબરી તમન્ના, અને દુઃખમગ્ન માનવજાતિ માટેનો તેમનો જ્વલંત પ્રેમ, એ બાબતોએ તેમના સમકાલીનો ઉપર એટલી ઊંડી અસર કરી હતી કે જેથી તેમની આસપાસ પેલી પ્રચલિત દંતકથાઓ અને વાર્તાઓ ઊભી થઈ શકી. સામાન્ય જનતા યથાર્થ બાબતોને, તેમજ બુદ્ધ જેવા પુરુષની પોતાના કરતાં વૈયક્તિક શ્રેષ્ઠતાને એ રીતે જ વ્યક્ત કરી શકે. પરિણામે આત્મનિયંત્રણ, પ્રજ્ઞા અને પ્રેમના પ્રચારક ગૌતમ સંપૂર્ણ જ્ઞાની, સર્વજ્ઞ, અને જગદુદ્ધારક બુદ્ધ બની રહ્યા. જેમ જેમ યુગો વ્યતીત થતા જાય છે, તેમ તેમની

બુદ્ધ: જગતના વિરલ મહાપુરુષ

સાચી મહત્તા વધુ સ્પષ્ટ તથા વધુ ઉજ્જ્વલ બનતી જાય છે, અને ટીકાખોર સંશયવાદીઓ પણ તેમના પ્રત્યે વધુ યથાર્થ કદર, વધુ ઊંડો આદર અને વધુ સાચી ભક્તિથી વળતા જાય છે. બુદ્ધ ખરેખર માનવજાતના એવા વિરલ મહાવીરોમાંના એક છે કે, જેમણે આપણી જાતિના ઇતિહાસના યુગો ઘડ્યા છે, તથા પોતાના જમાના ઉપરાંત પછીના જમાનાઓ માટે પણ સંદેશ પૂરો પાડ્યો છે.



# पुरवणी

## १ : ઉપનિષદો અને બૌદ્ધ સિદ્ધાંત

પા. : ૫૧ : શ્રી. રાધાકૃષ્ણન એવું મંતવ્ય ધરાવે છે કે, બુદ્ધનો ઉપદેશ ઉપનિષદોના સિદ્ધાંતમાંથી ઊતરી આવેલો છે. તે વિધાન બાબત તેમના મોટા પુસ્તક 'ઇંડિયન ફિલોસોફી'—પુ. ૧ માંથી વધુ ઉતારા ઉપયોગી ગણીને નીચે આપ્યા છે :—

મૂળ[1] બૌદ્ધ સિદ્ધાંત એ કોઈ છેક જ નવો સિદ્ધાંત નથી. હિંદી વિચારધારાના પ્રવાહમાં એ કાંઈ અકસ્માત્ અથવા પડેલુ ભંગાણ નથી. બુદ્ધ પોતાના જમાનાની તથા દેશની આધ્યાત્મિક વિચાર-સરણિમાંથી તદ્દન છૂટા નથી પડી ગયા. પોતાના જમાનાના રૂઢિધર્મ તથા વ્યવહારધર્મ સામે ખુલ્લો બળવો પોકારવો એ એક જુદી બાબત છે, અને તેની પાછળ રહેલું જીવંત તત્ત્વ તજી દેવું એ જુદી બાબત છે. બુદ્ધ પોતે કબૂલ કરે છે કે, પોતે આત્મ-મંથનના પુરુષાર્થથી શોધી કાઢેલો ધર્મ સનાતન માર્ગ જ છે, आर्य मार्ग જ છે, शाश्वत धर्म જ છે. બુદ્ધ નવો ધર્મ ઊભો કરે છે એમ કહેવાને બદલે, તે પ્રાચીન તત્ત્વનું સંશોધન કરે છે, એમ કહેવું જોઈએ. અર્થાત્ પ્રાચીન પરંપરાને તે પોતાના જમાનાની વિશિષ્ટ જરૂરિયાતો અનુસાર ઘટાવી લે છે, એટલું જ. પોતાનો સિદ્ધાંત ખડો કરવા માટે બુદ્ધને કરવું પડ્યું હોય તો તે એ કે, તેમણે વૈદિક બહુદેવવાદ, અને વૈદિક ધર્મવિધિ સાથે ઉપનિષદોએ ઊભી કરેલી વિસંગત તડજોડ જતી કરી; ઉપનિષદોનો પરસત્તાના સ્થાપનવાળો ભાગ દર્શીલથી બુદ્ધિને

१. હિંદી આવૃત્તિ (૧૯૪૦) પુ. ૧. પા. ૩૬૦–૬૧.

સાબિત કરી આપવો અશકય તથા નીતિસાધન માટે અનાવશ્યક માની, બાજુએ કાઢી નાખ્યો; અને ઉપનિષદોમાં સ્વીકારાયેલ નીતિનિયમની સાર્વત્રિકતા ઉપર વધુ ભાર મૂકી આપ્યો. એટલે હું તો એટલે સુધી કલ્પવાની હિંમત કરું કે, મૂળ બૌદ્ધ સિદ્ધાંત ઉપનિષદોની વિચારધારાનું નવા દૃષ્ટિબિંદુથી કરેલું પુનર્નિરૂપણ માત્ર છે. રીઝ ડેવિડ્ઝ કહે છે કે, "ગૌતમ હિંદુ જન્મ્યા, હિંદુ તરીકે ઊછર્યા, હિંદુ તરીકે જીવ્યા, અને હિંદુ રહીને જ મરણ પામ્યા......ગૌતમના તત્ત્વજ્ઞાનમાં કે સિદ્ધાંતોમાં એવું વિશેષ કાંઈ ન હતું કે જે એક યા બીજા હિંદુ તત્ત્વદર્શનમાં ન મળે; અને તેમણે નિરૂપેલ સાધનામાર્ગને મળતો ઘણો ભાગ પહેલાંના કે પછીના હિંદુ ગ્રંથોમાં બતાવી શકાય. ગૌતમમાં જે કાંઈ મૌલિકતા છે, તે બીજાઓએ ત્યાર પહેલાં જે કાંઈ સારી રીતે કહ્યું જ હતું તેને સ્વીકારવાની, વિકસાવવાની, વધુ ઉદાત્ત બનાવવાની અને તેનો સુસંગત સિદ્ધાંત બનાવી આપવાની રીતમાં રહેલી છે; તેમજ કેટલાક સૌથી વધુ જાણીતા હિંદુ વિચારકોએ તે પહેલાં કયારનાય સ્વીકારેલા સમાનતા અને ન્યાયના સિદ્ધાંતોને જે રીતે તેમણે તેમની પરાકાષ્ઠાએ પહોંચાડ્યા તેમાં રહેલી છે. બીજા આચાર્યો અને બુદ્ધમાં મુખ્ય તફાવત બુદ્ધની ઊંડી તમન્ના અને જનસેવાની વિશાળ ઉદાર ભાવના પરત્વે રહેલો કહી શકાય."[૧] ઓલ્ડનબર્ગ કહે છે: 'એ તો નક્કી છે કે, બૌદ્ધધર્મે બ્રાહ્મણધર્મ પાસેથી વારસા તરીકે તેના કેટલાક સૌથી અગત્યના ધર્મ-સિદ્ધાંતોની હારમાળા મેળવી છે, એટલું જ નહીં, પરંતુ ઇતિહાસકાર માટે ઓછું અગત્યનું ન કહી શકાય તેવી વસ્તુ, એટલે કે તેના ધર્મવિચાર અને ધર્મસંવેદનનો ઝોક, કે જેને શબ્દમાં જેટલી સહેલાઈથી પ્રગટ કરી શકાય તેના કરતાં વધુ સમજી જ શકાય, તે પણ બ્રાહ્મણધર્મ પાસેથી જ મેળવ્યો છે.' યજ્ઞયાગ માટેનો તિરસ્કાર તો બુદ્ધને તેમજ ઉપનિષદોને સામાન્ય છે. કર્મનો નિયમ અને નિર્વાણની શકયતાની માન્યતામાં

૧. 'બુદ્ધિઝમ' પા. ૮૩-૮૪.

બૌદ્ધધર્મ ભારતના તમામ આર્ય ચિંતનનો ભાગીદાર હતો. ડુ ખશોક એ આ તત્ત્વલોકમાંના ચિંતનની ક્રમાગત ઘટના છે, એ વાત પણ ઉપનિષદો સહિત ભારતના બધા હિંદુ તત્ત્વસિદ્ધાંતો માને છે. પોતાના સિદ્ધાંત અને ઉપનિષદના સિદ્ધાંત વચ્ચે કંઈ અસંગતતા છે, એમ બુદ્ધ પોતે પણ માનતા ન હતા. ઊલટું, પોતાને ઉપનિષદો અને તેમના અનુયાયીઓની સહાનુભૂતિ અને ટેકો છે એમ તેમને લાગ્યા કરતું. બ્રાહ્મણોને તે બૌદ્ધ શ્રમણોના વર્ગમાં જ મૂકતા ('શ્રમણબ્રાહ્મણો'), અને 'બ્રાહ્મણ' શબ્દને બૌદ્ધ અર્હતો કે સંતોના સંબંધમાં સમાનસૂચક પદ તરીકે વાપરતા. બૌદ્ધધર્મ તેની શરૂઆતની સ્થિતિમાં તો હિંદુધર્મનો જ એક ફણગો હતો, એમ કહેવું જોઈએ. રીઝ ડેવિડ્ઝ કહે છે કે, 'બૌદ્ધધર્મ પરંપરાગત (બ્રાહ્મણ) ધર્મના વર્તુળની અંદર રહીને જ વધ્યો હતો અને વિકસ્યો હતો.'[1]

## ૨ બ્રહ્મ

બુદ્ધે[2] જગતની ક્ષણભંગુરતા તથા અતાત્ત્વિકતા ઉપર મૂકેલો ભાર સ્પષ્ટ રીતે જ ઉપનિષદોમાં આપણને જોવા મળતી વ્યાવહારિક જગતની નિંદા સાથે મળતો આવે છે.[3] પરંતુ મુદ્દાનો સવાલ એ છે કે, બુદ્ધે વ્યાવહારિક જગતની જે નિંદા કરી છે, તે, ઉપનિષદોની પેઠે બુદ્ધ પણ કોઈ પરબ્રહ્મ જેવી પારમાર્થિક સત્તાને સ્વીકારતા હતા તેનું પરિણામ છે કે કેમ. જ્યારે કોઈ કહે કે હું ઈશ્વરમાં કે તત્ત્વવસ્તુમાં નથી માનતો ત્યારે તેનો એટલો જ અર્થ થતો હોય છે કે, તે વિષે લોકોમાં જે

---

૧ 'બુદ્ધિઝમ' પા. ૮૫

૨ ધ૦ ક્રિયા૦ [દ્વિ૦ આવૃત્તિ (૧૯૪૦)] પુ. ૧ પા. ૬૮૨ ૪

૩ 'ડાહ્યા લોકો આ અધ્રુવ પદાર્થોમાં ધ્રુવની ઇચ્છા રાખતા નથી.' કઠ૦ ઉપ૦ ૪ ૨

પ્રચલિત ખ્યાલો છે, તેમાં તે નથી માનતો. તેથી બુદ્ધે જ્યારે અઘટિત ખ્યાલોને તોડી પાડ્યા, ત્યારે તેમણે કોઈ વધુ 'ઘટિત' (યોગ્ય) એવા ખ્યાલની દૃષ્ટિએ જ તેમ કર્યું હોવું જોઈએ. વસ્તુતાએ પણ બુદ્ધે ક્યાંય ઉપનિષદોએ સ્થાપેલ પરબ્રહ્મની પારમાર્થિકતાનો વિરોધ નથી કર્યો. કથાવસ્તુમાં જ્યાં જુદા જુદા વિવાદી મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા છે, ત્યાં પણ અક્ષરસત્તાની વાસ્તવિકતાના પ્રશ્નનો ઉલ્લેખ સરખો નથી કરવામાં આવ્યો. આ બધા ઉપરથી કાંઈ પણ સૂચિત થતું હોય તો એટલું જ થાય છે કે, બુદ્ધને ઉપનિષદનો સિદ્ધાંત માન્ય હતો. વળી, અનાત્મવાળો સુપ્રસિદ્ધ ધર્મોપદેશ તો પારમાર્થિક ભૂમિકાના અસ્તિત્વનું બળપૂર્વક સૂચન કરે છે. પારમાર્થિક સત્તા બાબત બૌદ્ધગ્રંથોમાં આવતાં 'તે સત્ નથી તેમજ અસત્ નથી, કે બંને નથી અથવા એકે નથી' એવાં વર્ણનો, અબૌદ્ધ ગ્રંથોમાં આવતા તેવા ફકરાઓ[1] કે જ્યાં તે વર્ણનોનો હેતુ પારમાર્થિક સત્તાનો નિષેધ નહીં, પણ તેનાં બુદ્ધિગમ્ય વર્ણનોનો નિષેધ હોય છે, તેમની આપણને યાદ દેવડાવે છે.

તો પછી બુદ્ધે પારમાર્થિક સત્તાનો સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર કેમ ન કર્યો? તેમ ન કરવાનું કારણ એ છે કે, તેમ કરવું એ તો સાપેક્ષતાના જગતમાંથી બહાર પગલું ભરવા જેવું થાય; અને તેમ કરવાની ગેરકાયદેસરતા બાબત બીજાઓ ઉપર આક્ષેપ કરવાની પહેલ બુદ્ધે પોતે જ કરી હતી. પારમાર્થિક સત્તા વ્યાવહારિક જગતનાં સાધનોનો વિષય બની શકતી નથી. આપણો ઇંદ્રિયગમ્ય અનુભવ પોતાની મર્યાદામાં ક્યાંય પારમાર્થિક સત્તાનું અસ્તિત્વ દર્શાવતો નથી. ઉપનિષદો પણ એ વસ્તુ કબૂલ રાખે છે, અને પારમાર્થિક સત્તાને આપણા વ્યાવહારિક જગતના સંબંધો અને લક્ષણો લાગુ કરવા સામે આપણને ચેતવે છે. ઉપનિષદના ઋષિને

૧. ઋગ્વેદ ૧૦, ૧૨૯, ૧–૨, બૃહ૦ ઉપ૦ ૨–૫–૧૯, ૩–૮–૮, ઈશ૦ ઉપ૦ ૪ અને ૫, કઠ૦ ઉપ૦ ૩–૧૫, મુંડક૦ ૧–૧–૬, ૨–૨–૧, શ્વેતા૦ ૬–૧૧; મૈત્રી૦ ૪–૧૭.

પારમાર્થિક સત્તાના સ્વરૂપનું વર્ણન કરવાનું કહેવામાં આવતાં તે ચૂપ જ રહ્યા, અને જ્યારે તેમને ફરીથી તે પ્રશ્ન પૂછવામાં આવ્યો, ત્યારે તેમણે ચૂપ રહેવાનું ચાલુ રાખ્યું અને છેવટે એટલું જ કહ્યું કે, 'આત્મા એ ચુપકી છે' (શાન્તોઽયમાત્મા) ૧ "ત્યાં આંખ પહોંચી શકતી નથી, વાણી જઈ શકતી નથી, કે મન જઈ શકતું નથી તેને અમે જાણતા નથી કે સમજતા નથી, તેનો ઉપદેશ શી રીતે આપીએ?"૨ "તે જાણેલાથી અને ન જાણેલાથી બહાર છે"૩ ઘણી વાર ઉપનિષદો પરબ્રહ્મના નિષેધાત્મક વર્ણનો આપે છે૪ પરંતુ પરબ્રહ્મ એ એવી અનન્ત અને અજ્ઞેય વસ્તુ છે, કે જેનો કોઈ આદિ યા અંત નથી તથા આકૃતિ, સ્વરૂપ કે આનંદન નથી એવી કલ્પના સામાન્ય માણસો માટે બહુ ઊંચી કહેવાય તેથી ફરીને ઉપનિષદો ભક્તિ-ઉપાસના અર્થે પરબ્રહ્મના કેટલાંક ઇતરાત્મક વર્ણનો આપે છે અને જણાવે છે કે, શબ્દોથી ન વર્ણવી શકાય એવું પરબ્રહ્મનું સ્વરૂપ અંતે તો ભાવાત્મક છે પરંતુ ઉપનિષદો એ પ્રમાણે પરબ્રહ્મની અજ્ઞેયતા બાબતની પોતાની મોટી ખૂબાતને વફાદાર રહેવાની છેવટ સુધી હિંમત ન કરી શક્યા, ત્યારે બુદ્ધ વધુ સુસંગત રહીને વ્યાવહારિક જગતનું કોઈ પણ લક્ષણ કે સ્વરૂપ પારમાર્થિક-સત્તાને લગાડવાનો છેક સુધી ઇનકાર જ કરે છે જ્યારે બુદ્ધ એમ સાબિત કરે છે કે, આ ક્ષણેક્ષણ બદલાતું જગત એ પારમાર્થિક સત્તા નથી, તેમજ રૂપ, વેદના વગેરે પાંચ સ્કંધો એ આત્મા નથી તેમજ નિર્વાણ એ કોઈ જાતનું વ્યાવહારિક અસ્તિત્વ નથી, ત્યારે ખરી રીતે તે

---

૧ શાંત૦ ભા૦ ૩ ૨ ૧૭

૨ કેન૦ ઉપ૦ ૧ ૩ જુઓ કઠ૦ ઉપ૦ ૬ ૧૨ ૧૩ મુંડક ઉપ૦ ૩ ૧-૮ પણ

૩ કેન૦ ઉપ૦ ૧ ૩

૪ બૃહદ૦ ઉપ૦ ૨-૩ ૬ ૩-૮-૮ ૩ ૯ ૨૬ ૪ ૨-૪ કઠ૦ ઉપ૦ ૩ ૧૫ મુંડક૦ ૧-૬

પારમાર્થિક સત્તા, આત્મા કે નિર્વાણનું સ્વરૂપ શું છે એ પણ ક્હેતા નથી, કારણ કે પ્રમાણોથી તે સ્વરૂપ પુરવાર કરી આપી શકાય તેવું નથી તેનો સાક્ષાત્કાર મુક્ત પુરુષોને જ થઈ શકે બ્રાહ્મનોએ તો આપ્ત પ્રમાણથી જ તેનો સ્વીકાર કરવો પડે પરંતુ એક વાર આપ્ત પ્રમાણનો સ્વીકાર કરીએ, તો પછી વૈદિક દેવોની બાબતમાં વેદોનું આપ્ત પ્રમાણ સ્વીકારવાની શી રીતે ના પાડી શકાએ ? અને બીજાઓ કરતા બુદ્ધના મતને વધુ સ્વીકાર્ય માનવાનું પણ કારણ શું ? અંતિમ પ્રશ્નો બાબત તર્ક વડે કશા નિશ્ચિત નિર્ણય ઉપર પહોચી શકાય તેમ નથી એમ ઉપનિષદો ક્હે છે અને બુદ્ધ તે કબૂલ રાખે છે અને તેથી જેઓ ક્હે છે કે તેમણે તેવો નિશ્ચિત નિર્ણય પ્રાપ્ત કર્યો છે, તેઓ દુનિયાના ગમાર લોકો ઉપર પોતાની છાપ પાડવા ઇચ્છનારા ધૂર્તો જ છે બુદ્ધે પોતાની પહેલા થઈ ગયેલા વાદીઓના બાબાવાક્યોને તોડી પાડ્યા, તે કઈ તેમની જગાએ પોતાના બાબાવાક્યો સ્થાપવા માટે નહીં કારણકે એમ કરવાથી તો વાદવિવાદોને જ ઉત્તેજન મળે, અને તે તો આધ્યાત્મિક વિકાસને બાધક જ નીવડે બુદ્ધ જાહેર કરે છે કે, પોતે જે કાંઈ સત્યો જાણે છે તે બધાને પ્રગટ કરતા નથી, તેનું કારણ માત્ર એ જ નથી કે તે મુમુક્ષુને ઉપયોગના નથી પરંતુ એ પણ છે કે, માણસો તે બધાને વિષે ભિન્ન ભિન્ન અભિપ્રાય ધરાવતા હોય છે [1] તેમના જમાનામા વ્યર્થ ચર્ચાઓ એ એક પ્રકારના માનસિક રોગરૂપે બની ગઈ હતી હિંદુ તત્ત્વવિચારકો વિચારના અંતિમ મુદ્દાઓ સાથે આથડતા જતા જીવનની ઊંડી જરૂરિયાતો તરફ દુર્લક્ષ કરતા હતા, એમ બુદ્ધને લાગતું

---

૧ ઉદાન પા ૬૬, મઝ્ઝિમ૦ પ-૪ ૭ દીઘ૦ ૧-૧૭૯ પરમાર્થ-સત્તાનું અગમ્યપણુ ઠસાવવા માટે મૌન ધારણ કરવાની યુક્તિ ઘણી જાણીતી છે જ્યારે વિમલકીર્તિને પરમાર્થસત્તાનુ સ્વરૂપ વર્ણવવાનુ કહેવામા આવ્યુ ત્યારે તે ચૂપ રહ્યા એટલે બોધિસત્ત્વ મંજુશ્રી બોલી ઉઠ્યા "ઠીક કર્યુ ! ઠીક કર્યુ અદ્વૈત તત્ત્વ ખરેખર શબ્દોથી પર છે" (વિમલકીર્તિસૂત્ર) સુઝુકી મહાયાન બુદ્ધિઝમ પા ૧૦૬ ૧૦૭

ધર્મથી પર કશું નથી . જે આ ધર્મ છે, તે જ સત્ય છે . ખરેખર એ બને એક જ છે."[1] વૈદિક ઋત શબ્દમા સત્ય તેમજ ધર્મ એ બન્નેનો સમાવેશ થાય છે[2] તૈત્તિરીય ઉપનિષદમા સસિદ્ધિ પામેલો આત્મા કે જેણે પોતાના આત્માની પરબ્રહ્મ સાથે એકતા અનુભવી છે, તે ગાય છે 'હું ઋત (સત્ય)માથી પ્રથમ જન્મેલો છુ, દેવો કરતા પણ પ્રથમ જન્મેલો છુ, અને અમૃતતત્ત્વની હુ નાભિ છુ"[3] તે જ પ્રમાણે કઠ ઉપનિષદમા ઋગ્વેદનો[4] એક ફકરો મુખ્ય અગોમા ઉતારવામા આવ્યો છે, ત્યા ઋતને પરમતત્ત્વ સાથે એકરૂપ કહેવામા આવ્યુ છે[5] પરબ્રહ્મ ઋત તેમજ સત્ય બને છે[6] ધર્મ અને ઋતની સત્ય સાથે એકરૂપતાનો સિદ્ધાત ઋગ્વેદ તથા ઉપનિષદો જેટલો પ્રાચીન છે એક જ પરમતત્ત્વ જ્ઞાનવૃત્તિવાળાને શાશ્વત સત્ય તરીકે સમજાય છે, અને તેને પામવાનો માર્ગ જ્ઞાન તથા શ્રદ્ધા હોય છે ઉપનિષદો આ દૃષ્ટિબિંદુ ઉપર ભાર મૂકે છે ત્યારે જેઓ ધાર્મિક વૃત્તિના હોય છે, તેઓને પરમતત્ત્વ શાશ્વત પ્રેમ તરીકે સમજાય છે, અને તેમનો માર્ગ પ્રીતિ અને ભક્તિ હોય છે પછીના ઉપનિષદો, ભગવદ્ગીતા અને

---

૧. ૧ ૪ ૧૪, ઉપરાત જુઓ બૃહ૦ ઉપ૦ ૪-૧૫-૧, ઈશ૦ ઉપ૦ ૧૫, "સત્યનુ મુખ હિરણ્મયપાત્રથી ઢકાયેલુ છે, તેને હે પૂષન્ ! તુ ખોલી નાખ, જેથી (સત્ય જે જેનો ધર્મ છે એવો) હુ સત્યધર્મી તેને જોઈ શકુ." વળી જુઓ ઋગ્વેદ ૪-૫-૫, ૭-૧૦૪-૮, ૯-૧૧૩-૪, ૧૦-૧૯૦-૧

૨ ઋતથી ઊલટુ અનૃત છે, તે ન સત્ય, તેમજ ન ધર્મ બને છે

૩ अहम् अस्मि प्रथमजा ऋताऽस्य, पूर्वम् देवेभ्यो अमृतस्य नाभाऽयि ।

૪ ૪ ૪૦-૫, ઉપરાત જુઓ વાજસનેયી સહિતા ૧૦-૨૪, ૧૨-૧૪, તૈત્તિ૦ સ ૩-૨-૧૦૧, શત૦ બ્રાહ્મ૦ ૬-૭-૩-૧૧, તૈત્તિ૦ આર૦ ૬-૧-૫-૬ રામાનુજાચાર્ય કઠ૦ ૫-૨ ઉપર ટીકા કરતા ઋતને 'અપરિચ્છિન્ન સત્યરૂપ બ્રહ્માત્મક' કહે છે

૫ ૫-૨, જુઓ તૈત્તિ૦ ૩-૧૦ અને કઠ૦ ૫-૨ ઉપર શકરાચાર્ય

૬ ऋत सत्य परं ब्रह्म । તૈત્તિ૦ આર૦ ૬-૧૩-૨૭-૧૨.

આપણને ધર્મનો આદર, સત્કાર કે ભક્તિ કરવાનું કહ્યું છે. ધર્મ એ જ પરમતત્ત્વ છે, અને જગતના પદાર્થો પણ તે એક જ પરમતત્ત્વમાંથી પ્રગટેલા હોઈ 'ધર્મો' કહેવાય છે.

## ૪: નિર્વાણ

આજ[1] હવે સામાન્ય રીતે કબૂલ રાખવામાં આવે છે કે નિર્વાણને 'શૂન્યતાની અનંતતા' સાથે સરખાવવું એ ખોટું છે. 'નિર્વાણ'નો શબ્દાર્થ 'ઓલવાઈ જવું' થાય છે, અને જે ઓલવાય છે તે તો 'તૃષ્ણા દુઃખ અને પુનર્જન્મ'[2] છે.' નિર્વાણની મૂળ બૌદ્ધ કલ્પના એવી છે કે તે એક અવાચ્ય સ્થિતિ છે, તથા તેને અહીં[3] આ જન્મમાં જ તૃષ્ણા અને સંયોજનોના સંપૂર્ણ ક્ષયથી પ્રાપ્ત કરી શકાય છે. જ્યાં સંસાર પૂરો થાય છે અને અવિનાશી શાંતિ પ્રાપ્ત થાય છે, એવી એ એક વાસ્તવિક અવસ્થા છે.[4] અપગ્ગકસુત્તમાં નિર્વાણનું વર્ણન ઉપનિષદોમાં આવતા મોક્ષના વર્ણનની યાદ દેવડાવે એવી રીતે કરેલું છે. " પોતાને ન સંતાપતો, પારકાને ન સંતાપતો, આ જીવનમાં – જીવતોજીવત ઈપ્સારહિત બનેલો, નિર્વૃત થયેલો, શીતળ બનેલો, સુખ અનુભવતો એવો તે બ્રહ્મ બનેલા આત્મા વડે વિહરે છે."[5] થેરગાથા અને થેરીગાથાનાં સુંદર કાવ્યો નિર્વાણની મુક્તિ અને આનંદના ખ્યાલથી જ પ્રેરાયેલાં છે.

---

૧. રાડિ૦ ફિલો૦ [ હિંદી આવૃત્તિ ( ૧૯૪૦ ) ] પુ. ૧. પા. ૬૯૮.

૨. મહાવગ્ગ, ૬–૩૧–૭; ( સેક્રેડ બુક્સ ઑફ ધી ઈસ્ટ પુ. ૧૩. )

૩. જુઓ બ્રહ્મજાલસુત્ત : દીઘ૦ ૧.

૪. नदी सयोजनो लोको वितक्कस्स विचारना ।
　तण्हाय विप्पहानेन निब्बानम् इत्युच्यति ॥
　　　　　　　　　　સુત્ત૦ નિ૦ ૧૧૦૯; જુઓ ૧૦૮૯ પણ.

૫. મજ્ઝિમ૦ ૧–૪૧૨. " अनत्तंतपो, अपरंतपो दिट्ठे व धम्मे निच्छातो निब्बुतो सीतिभूतो सुखपटिसंवेदी ब्रह्मभूतेन अत्तना विहरति ॥

આપણે નિર્વાણનું સ્વરૂપ યથાયોગ્ય રીતે ન નિરૂપી શકીએ, કારણ કે તે વસ્તુ પ્રમાણ જ્ઞાનનો વિષય નથી જેઓ તેનો સાક્ષાત્કાર કરે છે તેઓ તેને ભાવાત્મક સ્થિતિ તરીકે જાતેથી અનુભવતા હોવા છતાં, વાણીની દૃષ્ટિએ તે 'નેતિ નેતિ' એવી અભાવાત્મક વસ્તુ જ કહેવાય કર્મના નિયમથી નિયંત્રિત એવી વ્યાવહારિક સત્તાનો અર્થાત્ સંસારનો નિર્વાણમાં અભાવ જ છે.

[ અહીંથી આગળનો ભાગ, આ પુસ્તકના છઠ્ઠા પ્રકરણના જ શબ્દોની લગભગ પુનરુક્તિરૂપ હોઈ, અહીં ફરીથી ઉતાર્યો નથી ]

### ૫ : બુદ્ધ નાસ્તિક શાથી કહેવાય ?

જો[1] બુદ્ધ આ પ્રમાણે ઉપનિષદોનું સૈદ્ધાંતિક દૃષ્ટિબિંદુ સ્વીકારે છે, તો પછી બૌદ્ધધર્મને હિંદુ દાર્શનિકોએ નાસ્તિક–વેદબાહ્ય ગણી કાઢયો તેનું કારણ શું ? હિંદુ તેમજ બૌદ્ધ ધર્મ તથા સંસ્કૃતિની સરણિઓ વચ્ચે આમ વિચ્છેદ પડવા બાબત શો ખુલાસો છે ?

હિંદુઓનો વિરોધ બુદ્ધના આચારને લગતા કાર્યક્રમ પરત્વે જેટલો છે, તેટલો તત્ત્વસિદ્ધાંતો પરત્વે નથી હિંદુઓના ઇતિહાસની શરૂઆતથી જોઈશું તો જણાશે કે, વિચારોની બાબતોમાં સ્વતંત્રતા અને આચારની બાબતમાં અસ્વતંત્રતા એ હિંદુઓનું ખાસ લક્ષણ છે સાંખ્ય અને પૂર્વમીમાંસા જેવાં દર્શનો ઈશ્વરમાં નથી માનતાં છતાં હિંદુઓ તેમને આસ્તિક – વેદમાન્ય દર્શન તરીકે સ્વીકારશે, પરંતુ બૌદ્ધધર્મમાં નીતિ-નિયમ અને આધ્યાત્મિકતાનું લક્ષણ ભારોભાર ભર્યું હોવા છતાં, તેઓ તેને ઇન્કારશે, અને તે એક જ કારણે કે, સાંખ્ય અને પૂર્વમીમાંસા દર્શનો હિંદુઓના સામાજિક જીવન તથા વર્ણાશ્રમ-વ્યવસ્થામાં કશી દખલગીરી નથી કરતાં, ત્યારે બૌદ્ધધર્મ પોતાના સિદ્ધાંતને લોકોની જીવનવ્યવસ્થા સુધી પહોંચાડવાનો આગ્રહ રાખે છે

૧. ઇંડિ૦ ફિલો૦ [ હિંદી આવૃત્તિ ( ૧૯૪૦ ) ] પુ ૧ પા ૬૬૧-૩

ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન સ્વીકારીએ, તો તે અનુસાર આચારવિચાર કેવો હોવો જોઈએ એ વસ્તુ બુદ્ધે અનુપમ કુશળતા તથા તર્ક વડે બતાવી આપીને, ઉપનિષદોના સિદ્ધાંતને માત્ર હોઠેથી સ્વીકારનારાઓની માન્યતાઓ તથા આચરણમાં કેવો વિરોધ વ્યાપી રહ્યો હતો તે ખુલ્લું કરી બતાવ્યું. ઉપનિષદોના પ્રખર ચિંતકો નિમનભેર પરમતત્ત્વનાં ઉચ્ચ શિખરો ઉપર વિચરતા હતા, ત્યારે બીજી બાજુ આમજનતાને તો તેનાં નાના દેવદેવીને પૂજવા દેવામાં આવતી હતી, અને તે દેવદેવીઓ જે જાતના હોમહવનની આકાંક્ષા રાખનારાં કહેવાતાં હતાં તે જાતના યજ્ઞકાંડોમાં ગૂંચવાયેલી રહેવા દેવામાં આવતી હતી. એ બધા જટિલ યજ્ઞવિધિઓ ઉપર બુદ્ધના જમાનામાં વિચારવંત લોકોનો વિશ્વાસ નહોતો રહ્યો. વસ્તુતાએ વાનપ્રસ્થો અને યતિઓને તે યજ્ઞયાગો કરવાની ફરજમાંથી બાતલ ગણવામાં આવ્યા હતા; અને તેથી એવો સંશય સ્વાભાવિક રીતે જ ઊભો થતો જતો હતો કે, ગૃહસ્થો પણ એ ખર્ચાળ તથા જટિલ વિધિવિધાનોને શા માટે પડતાં ન મૂકે. જેઓ માત્ર શબ્દને પકડીને અચલ રહેવા માંગતા હતા તેમની સામે બુદ્ધે વિરોધ ઉઠાવ્યો અને જાહેર કર્યું કે, મોક્ષ એ કાંઈ બાહ્ય કે કાયદાકાનૂનની વસ્તુ નથી, પરંતુ આંતરિક તથા આધ્યાત્મિક વસ્તુ છે.

ઉપનિષદો અહિંસાના સિદ્ધાંતનો પક્ષ કરતાં હતાં, પરંતુ તેમાં તેઓએ એક અપવાદ રાખ્યો હતો. વૈદિક દૃષ્ટિબિંદુ એટલું તો દૃઢમૂળ થઈ ગયું હતું કે, વૈદિક વિધિવિધાનો પોતાના સિદ્ધાંતોની ભાવનાથી છેક વિસંગત હોવા છતાં, ઉપનિષદો તેમને નભાવી લેતા હતાં. દાખલા તરીકે, છાંદોગ્યોપનિષદમાં જણાવ્યું છે કે, મુમુક્ષુએ બીજી બાબતો સાથે 'કોઈ પણ પ્રાણીને તીર્થ બહાર કદી દુઃખ ન આપવું.'[1] તીર્થ બહાર એટલે યજ્ઞયજ્ઞ સિવાય. પરંતુ બુદ્ધને તો[2] યજ્ઞહિંસા પ્રત્યે

૧. अहिंसन् सर्वभूतानि अन्यत्र तीर्थेभ्यः ॥ ८–१५. ॥

૨. જુઓ દીઘ૦ ૧–૧૨૭: કૂટદંતસુત્ત. જો કે બુદ્ધ પોતાના ભિક્ષુઓ પાસે કડક શિસ્ત અને નિયમપાલનની અપેક્ષા રાખતા હતા, છતાં પોતાના

પોતે અમુક સુધારા દાખલ કરવા ઇચ્છતા હતા, તેમ છતાં, બુદ્ધ એ માન્યતા હેઠળ જ જીવ્યા અને મર્યા કે, પોતે આર્યધર્મના સિદ્ધાંતોને જ પુનઃ સ્થાપિત કરતા હતા. તે પોતાને કોઈ જુદા નવા ધર્મના સંસ્થાપક માનતા ન હતા, જો કે બ્રાહ્મણમાર્ગી હિંદુધર્મને તે સંશુદ્ધ કરવા તથા પોતાની આસપાસની સમાજવ્યવસ્થામાં નવો પ્રાણ પૂરવા આતુર હતા. પરંતુ દરેક યુગમાં પ્રગતિના વાહકો સ્વાભાવિક રીતે જ બંડ અને વિરોધના સંચાલકો જ મનાય છે. વંશપરંપરાગત આચાર્યપણાની જગાએ આધ્યાત્મિક સંઘભાવને મૂકીને, જન્મ અને જાતિની જગાએ વૈયક્તિક શ્રેષ્ઠતાને મૂકીને, વૈદિક આપ્તપ્રમાણની જગાએ પ્રજ્ઞા-બુદ્ધિને સ્થાપીને, વિધિવિધાનની કુશળતાને સ્થાને શીલનીતિને મૂકીને, અને વૈદિક દેવોની ઉપર મુક્ત બનેલા અર્હંતને સ્થાપીને, બુદ્ધે બ્રાહ્મણ-વર્ગનો ગુસ્સો સારી પેઠે ઉત્તેજી મૂક્યો; અને તેઓ તેમને સમાજવિરોધી બળ માનવા લાગ્યા. બુદ્ધ અને તેમના અનુયાયીઓને બ્રાહ્મણોની નજરે અક્ષમ્ય નાસ્તિકો ઠરાવનાર વસ્તુ તેઓએ જે સામાજિક ક્રાંતિ મચાવી મૂકી, એ જ હતી. :બુદ્ધના સિદ્ધાંતમાં એવું કાંઈ નથી કે જેનો હિંદુ વિચારસરણિ સાથે મેળ ન ખાઈ શકે, પરંતુ બ્રાહ્મણોના ઉપરીપણાના પાયા ઉપર રચાયેલી સમાજવ્યવસ્થા અને તે વસ્તુને છિન્નકારનાર વ્યવસ્થા વચ્ચે જે વિરોધ ઊભો થાય, તે એમાં તઃજ્જેઃ ન હોઈ શકે

★

# નોંધો

પાન ૨ : बौद्ध शास्त्रग्रंथो :—[ ગ્રંથકર્તાએ પોતે આ સ્થળે આપેલી લાંબી નોંધ. ] " પરંપરા એવી છે કે, બુદ્ધના નિર્વાણ બાદ તરત જ (પહેલા જ ચાતુર્માસમાં) બુદ્ધે ઉપદેશેલ ધર્મ અને વિનય (સિદ્ધાંત અને આચારવિધિ) નો સંગ્રહ કરવા, તે બધું જેમને યાદ હોય તેવા સમર્થ શિષ્યોની એક સંગીતિ (પરિષદ) ચૂંટીને ભરવામાં આવી હતી. તે વખતે તે બધાના સ્મરણમાં હતી તે બધી બાબતોનો બધાની સંમતિથી સંગ્રહ કરવામાં આવ્યો. સો વર્ષ બાદ પાછી તેવી બીજી પરિષદ વૈશાલીમાં ભરવામાં આવી. તેમાં વિનયની ફરી ઘોષણા થઈ, અને મૂળ આચારથી વિરુદ્ધની જે દશ બાબતોનું પ્રતિપાદન શરૂ થયું હતું, તેનો નિષેધ કરવામાં આવ્યો. ત્યાર બાદ, સિલોનની પરંપરા પ્રમાણે, તેવી ત્રીજી પરિષદ અશોકના સમયમાં ઈ. સ. ૨૪૭ના અરસામાં ભરવામાં આવી; અશોકના ભાબ્રૂવાળા લેખમાં સાત 'ધર્મપર્યાયો'નો વારંવાર અભ્યાસ કરતા રહેવાની સલાહ આપવામાં આવી છે. તે સાતે પ્રકરણો સુત્તપિટકમાં મળી આવે છે; એટલે એવું જરૂર માની શકાય કે, અશોકના સમયમાં પણ સુત્તપિટકમાં સંગ્રહાયેલાં સૂત્રો જેવા ભાગો જરૂર અસ્તિત્વમાં હશે. સાંચિવાળા લેખોમાં धम्मकथिक (ધર્મોપદેશક), पेतकी ('પિટક' જાણનાર), सुतातिकिनी (સુત્તંત જાણનાર), पचनेकायिक (પાંચ નિકાય જાણનાર) એવા શબ્દો આવે છે; તે ઉપરથી સિદ્ધ થાય છે કે, પિટકો, સંવાદો, અને પાંચ નિકાયો વગેરે વિભાગો તે સમયમાં જાણીતા હતા. સાંચિના લેખો ઈ. સ. પૂ. બીજા સૈકાના ગણાય છે. એટલે આપણે ખાતરીપૂર્વક માની શકીએ કે, અશોકના સમય સુધીમાં ત્રિપિટક ગ્રંથોની પરંપરા બરાબર પ્રચારમાં આવી ગઈ હતી. એ બાબતને પાછો, ચીની ભાષાંતરો અને પાંચ નિકાયોના કેટલાક ભાગોનાં

સંસ્કૃત ભાષાંતરોની શોધથી વધુ પુરાવો મળે છે. ત્રિપિટક ગ્રંથમાં પોતામાં જુદા જુદા સમયના થરો છે, અને ઘણા સુધારાવધારા થયાના ચિહ્નો દેખાઈ આવે છે, જોકે, પરંપરામાં તો એ આખા સંગ્રહને बुद्धवचन અથવા प्रवचन (ઉત્તમ વચન) કહેવામાં આવે છે. તો પણ એટલું તો સ્પષ્ટ છે કે, બુદ્ધના સમયથી માંડીને જ તેમના ઉપદેશો અને સુનાકયોનો સંગ્રહ થતો આવ્યો છે.

**पा. ३ : पालि धर्मग्रंथो.**—એટલે કે પા. ૨ની નોંધમાં જણાવેલો મૂળ બૌદ્ધ ત્રિપિટક ગ્રંથ. તે મહાભારતથી ત્રણ ગણો મોટો છે, અને તેની શ્લોકસંખ્યા લગભગ ત્રણ લાખ છે. સુત્તપિટક, વિનયપિટક, અને અભિધમ્મપિટક એવા તેના ત્રણ મુખ્ય ભાગો છે. તેથી તે ત્રિ-પિટક કહેવાય છે. ('પિટક' એટલે આચાર્યની પેટી.) સુત્તપિટકમાં ખાસ કરીને બુદ્ધ અને તેમના મુખ્ય શિષ્યોના ઉપદેશનો, અને વિનયપિટકમા ભિક્ષુઓને પાળવાના નિયમોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અભિધમ્મપિટકમા બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો વિસ્તારથી વિચાર કરેલો છે.

सिलोनना तवारीख ग्रंथो अने संस्कृत भाषाना बौद्धग्रंथो —बौद्धधर्म ઈ. સ. પૂ. ત્રીજા સૈકામા સિલોનમા ગયો. પરંપરા એવી છે કે, અશોકનો પુત્ર મહેન્દ્ર સિલોનમા ધર્મપ્રચારાર્થે ગયો હતો. બુદ્ધધર્મના જે બે મુખ્ય ફાંટા – હીનયાન (થોડા લોકોનો માર્ગ) અને મહાયાન (બહુજનનો માર્ગ), તેમાથી સિલોનમા હીનયાનનો પ્રચાર વધુ છે. હીનયાનવાળાઓ પહેલી પરિષદ વખતે એકત્રિત કરવામાં આવેલા ત્રિપિટક ગ્રંથને જ પોતાનો આધાર માને છે. સિલોનમા એ ત્રિપિટક ગ્રંથ વત્તગામનીના વખતમા ઈ. સ. પૂ ૮૦ના અરસામા પહેલી વાર લખી લેવામાં આવ્યો. ત્યાં સુધી તે માત્ર યાદદાસ્તમાં જ સંઘરાયેલો ગુરુ-શિષ્યપરંપરાએ ચાલ્યો આવતો હતો.

મહાયાનવાળાઓ, કનિષ્ક રાજાના વખતમાં (ઈ. સ. પૂ. પહેલું સૈકું, અથવા ઈ. સ નું પહેલું સૈકું, અથવા ઈ. સ નું ત્રીજું સૈકું) પંજાબ—

‡જૈનધર્મમા ભગવેની મહાપરિષદ (મહાસંગીતિ)મા ઠરાવવામા આવેલા સિદ્ધાન્તને અનુસરે છે તેઓએ બૌદ્ધધર્મમા લોકપ્રચલિત ભક્તિ, પૂજા, તંત્ર વગેરેના તત્ત્વો વધુ પ્રમાણમા દાખલ કર્યા છે મહાયાનનો પ્રચાર ઉત્તર તરફ નેપાલ વગેરેમા વધુ છે તે પંથનાગ્રંથો મુખ્યત્વે સંસ્કૃત ભાષામા છે

અનુક્રમે ઈ સ ના ચોથા અને પાંચમા સૈકામા લખાયેલા દીપવંસ અને મહાવંસ એ પાલિગ્રંથો મુખ્યત્વે ઐતિહાસિક અગત્યના છે તેમનો અહીં સિલોનના તવારીખગ્રંથો તરીકે ઉલ્લેખ કરેલો છે

પા ૧૦ સૉક્રેટીસ —સુપ્રસિદ્ધ મહાન ગ્રીક ફિલસૂફ તે એથેન્સમા ઈ સ પૂ ૪૬૯મા જન્મ્યો હતો જગતની મહાન વિભૂતિઓમાની એક એમ ગણાય યુરોપીય ફિલસૂફીના પિતા સમાન આ પુરુષને આજ પણ એક મહાન સત્યાગ્રહી વીર તરીકે યાદ કરવામા આવે છે પિતાની પાછળ તે પણ શિલ્પીનો ધંધો કરતો થયો હતો પરંતુ પિતાના મૃત્યુ બાદ થોડોઘણો વારસો હાથમા આવતા તથા પોતાને જેમા પડેલેથી જ કુદરતી રસ હતો તે ફિલસૂફીના અભ્યાસમા જ પોતાનો સમય અને શક્તિ ખરચવા માંડ્યા શરીરે તે નીરોગી અને બળવાન હતો પોતાના દેશ માટે લડવા પડેલા યુદ્ધો દરમ્યાન તેની સહનશક્તિની રોમાંચક વિગતો પ્રચારમા છે તે માનતો કે તેને જીવનમા એક ખાસ આધ્યાત્મિક પ્રયોજન પાર પાડવાનુ છે ક્યારેકીને પ્રસંગે તેને એક દૈવી અવાજ સંભળાતો અને તેને દોરવણી આપતો તે જમાનાના પંડિત લોકો પોતે સર્વજ્ઞ હોવાનુ ઘમંડ રાખતા તથા બાજીગરો રૂઢિમત્તાથી ગમે તે બાબતનો અધ્યક્ષભાગ કર્યા કરતા સાક્રેટીસ પંડિતોના ઘણા પાખંડ ઉઘાડા પાડ્યા તે પોતે જાણે અજાણ હોય તે રીતે, પેલા ઘમંડીને પ્રશ્ન પૂછવાથી શરૂઆત કરતો અને પછી પેલા જે જવાબ આપે તેની છણાવટથી તેના સિદ્ધાંતનુ પોકળપણુ ઉઘાડુ પાડતો પરિણામે તેના ઘણા દુશ્મન બન્યા અને છેવટે રાજસત્તા ગાંઠીને તેના વિરોધીઓને જરા

વધુ ફાવનારો આવતા, એક ભાષણિયાએ, મેનેટસ નામના કવિએ, તથા એક પતૂરુએ તેના ઉપર દેશના જુવાનોનો બુદ્ધિભ્રંશ કરવાનો, રાજમાન્ય કુળદેવોને તુચ્છ ગણવાનો, અને તેમને સ્થાને નવા દેવો ઊભા કરવાનો આરોપ મૂક્યો. તેને ઝેર પીને મરવાની શિક્ષા કરવામાં આવી હસને મોએ સોક્રેટીસે તે શિક્ષાનો સ્વીકાર કર્યો ગાંધીજીએ 'એક સત્યાગ્રહી વીરની કથા'ને નામે એ આખા પ્રસંગનું ગુજરાતી ભાષાંતર કરેલું મળે છે

पा २६ ईझेकील —પ્રાચીનતર ઇઝરાયલી જ્ઞાનીઓમાંનો સૌથી વધુ પ્રાણવાન અને અસરકારક જ્ઞાની તે જેરુસાલેમના મંદિરનો પુરોહિત હતો અને પોતાના જમાનાની ઐતિહાસિક, કાનૂની, અને વિધિવિધાનોને લગતી પરંપરાઓ તથા પડોશી પ્રજાઓના સમકાલીન ઇતિહાસો તથા રૂઢિઓથી સારી રીતે માહિતગાર હતો તે આશરે વીસેક વર્ષનો હતો ત્યારે (૫૯૭) જેરુસાલેમ ઉપર બાબિલોનિયાના રાજાએ ચઢાઈ કરી અને તેને રાજા, અમીરઉમરાવ, કારીગરો અને સેનાપતિઓની સાથે બાબિલોન ઉપાડી જવામાં આવ્યો તેણે પોતાનું બાકીનું જીવન ત્યાં જ પૂરું કર્યું ત્યાં રહેતા રહેતા તેને પેગંબરી દૃષ્ટિ પ્રાપ્ત થઈ પોતાના જાતિબંધુઓને બાબિલોનિયાના રાજાની મારફત જે સિતમ પ્રાપ્ત થઈ તેનું કારણ તેમની ધર્મવિમુખતા, ઈશ્વરવિમુખતા અને અનાચાર હતાં, એમ તે માનતો ભવિષ્યમાં પોતાના જાતભાઈઓ ઈશ્વરથી ડરી, સદાચારી બની, ફરી પાછા જેરુસાલેમમાં પોતાનું મૂળ સ્થાન પ્રાપ્ત કરશે એવી તેને શ્રદ્ધા હતી

पा ३० चेतनानो क्रम —મહાનિદાન સુત્તમાં બુદ્ધ આનંદને સમજાવે છે કે "જો 'જાત' એટલે કે જન્મ જ ન થાય તો જરામરણરૂપી દુઃખ પણ ભોગવવાનું ન રહે જો કોઈ પ્રકારનો 'ભવ' (એટલે કે, વસ્તુમાત્રનું પોતપોતાના સાહજિક ધર્મો વડે જુદા જુદા થવું) ન હોય, તો જાતિ (જન્મ) ન હોય જો ઉપાદાન (આસક્તિ) ન હોય તો ભવ પણ ન હોય આ રીતે બુદ્ધ પ્રતીત્યસમુત્પાદનું

સ્પર્શ (આયદ તોજીન્વગવાપશ્ર ) ન હોય, તો ભવ પણ ન હોય, જો તૃષ્ણા ન હોય, તો ઉપાદાન ન હોય, જો વેદના (સુખ દુ ખ વગેરેની) ન હોય, તો તૃષ્ણા ન હોય જો સ્પર્શ (ઇન્દ્રિયોનો વિષય સાથેનો આદાનપ્રદાનનો સબધ) ન હોય, તો વેદના ન હોય, જો નામરૂપ (શરીરમનનુ સહચારી તત્ર) ન હોય, તો સ્પર્શ ન હોય, જો વિજ્ઞાન (ચેતના) ન હોય, તો નામરૂપ ન હોય, અને નામરૂપ ન હોય તો વિજ્ઞાન ન હોય " આટલુ કહીને બુદ્ધ એ ઉપરની કડી– વિજ્ઞાન અને નામરૂપનો સમધ આ પ્રમાણે સ્પષ્ટ કરે છે – "(નવો જન્મ થતા પહેલા) વિજ્ઞાન (ચેતના) જો માતાની કૂખમા અવક્રમે (ઊતરે પ્રવેશે) નહીં, તો માતાની કૂખમા (બાળના) નામરૂપ જામે તથા વધે ખરા? તેમજ વિજ્ઞાન (ચેતના) માતાની કૂખમા અવક્રમ્યા પછી પાછુ ચાલ્યુ જાય (વ્યુત્ક્રમે), તો નામરૂપ (જીવતા બાળક તરીકે) પ્રસવે ખરા? અને જન્મ્યા પછી પણ બાળપણમા જ વિજ્ઞાન (ચેતના) વ્યુચ્છિન્ન થઈ જાય, તો પછી નામરૂપનુ મોટા થવુ, વધવુ, વિ સવુ એ બને ખરુ?" 'નહીં જ' 'તેથી હે આનદ! હુ કહુ છુ કે વિજ્ઞાન એ નામરૂપનુ કારણ છે પરતુ તે જ પ્રમાણે પાછુ, નામરૂપ પણ વિજ્ઞાનનુ કારણ કહેવાય કારણ કે વિજ્ઞાન અથવા ચેતના નામરૂપમા સ્થિતિ આધાર ન પામે તો પછી જન્મ-જરામરણ દુ ખ વગેરેનો સભવ પણ ઘટી શકતા નથી તેથી તે અર્થમા નામરૂપ એ વિજ્ઞાનનુ કારણ કહેવાય "

. પા. ૪૧ સત પાલ —ઈ સ ના આદિથી ઈ સ ૬૪ થી ૬૭ સુધીના ગાળા દરમ્યાનની આ પુરુષના જીવનની હકીકતો મળે છે ખ્રિસ્તી ધર્મમા ઈશુખ્રિસ્ત પછી બીજુ મહત્વનુ સ્થાન સત પૉલનુ ગણાય છે ઇશુએ સર્વોત્તમ ખ્રિસ્તી જીવન કેવુ હોય, તેનુ દૃષ્ટાત પૂરુ પાડયુ ત પરથી સત પૉલે ખ્રિસ્તીધર્મ, તથા તેનુ સગઠન ઊભા કરી આપ્યા એમ કહી શકાય તે ગમે તેમ હો, પરતુ ખ્રિસ્તીધર્મનુ જે સ્વરૂપ તેમજ સગઠન થયુ, તેમા સત પૉલની પ્રતિભાની અચૂક અને ઊંડી અસર

છે, એમાં શંકા નથી  બાઈબલ (નવો કરાર)માં પત્રરૂપે લખાયેલાં જે પ્રકરણો છે, તેમાં સંત પૉલનું લખાણ છે

સંત પૉલ જાતે ભારે ધર્માભિમાની યહૂદી હતા  તેથી શરૂઆતમાં તે ખ્રિસ્તીઓના ભારે શત્રુ હતા, અને તેમના દમનમાં તેમણે ઠીક ઠીક ભાગ લીધો હતો  એક વાર એ જાતના કાર્યને અંગે તે દમાસ્કસ જતા હતા તેવામાં કહે છે કે, માર્ગમાં તેમને ઈશુખ્રિસ્તના દર્શન થયાં અને તેમાંથી તે ખ્રિસ્તી થયા  પછી તે ખ્રિસ્તીધર્મ જમાવવા પાછળ જૂના દમનના જોરથી જ લાગ્યા  તેમણે જેરુસાલેમથી રોમ સુધી સતત મુસાફરીઓ કરી  એમનું મરણ પણ અનુરૂપ જ થયું  એમ મનાય છે કે રોમના કેદખાનામાં તેમને [illegible]ને મારી નાખવામાં આવ્યા

પા ૭૧ સંત થામસ ઍક્વાઈનાસ —[ઈ સ ૧૨૨૭–૧૨૭૪] યુરોપના સુપ્રસિદ્ધ ધર્માચાર્ય ફિલસૂફ  તે ઉચ્ચ ખાનદાનના હતા  યુરોપના કેટલાય રાજકુટુંબો સાથે તેમનો સંબંધ હતો  તેમનો જન્મ નેપલ્સની હકૂમત હેઠળના એક ગામમાં થયો હતો  મોંટે કેસીનોમાં પ્રાથમિક શિક્ષણ મેળવી, નેપલ્સના વિશ્વવિદ્યાલયમાં તે છ વર્ષ ભણ્યા  ત્યાં તે ડૉમીનિકનોની અસર હેઠળ આવ્યા, અને તેમનામાં ૧૭મે વર્ષે ભળ્યા  તેમની અભ્યાસની લાયકાત જોઈ, તેમને કોલોન ઉચ્ચ અભ્યાસ માટે મોકલવામાં આવ્યા  ૧૨૫૭માં ડૉક્ટર (પંડિત)ની પદવી મેળવ્યા પછી તેમનું જીવન વ્યાખ્યાનો, તત્ત્વચિંતન અને લખાણની ધમાલમાં જ વ્યતીત થયું  જ્ઞાનના તે બે સાધન માનતા  પ્રજ્ઞા અને સાક્ષાત્કાર  તે બંને સાધનોનું મૂળ પાછું પરમસત્ય–ઈશ્વર છે, એમ તે માનતા  છેવટના, તેમણે એ બંને સાધનોથી પ્રાપ્ત થતા જ્ઞાનના સંકલનરૂપ 'સુમ્મા' નામનો મહાગ્રંથ લખવો શરૂ કર્યો હતો  ઈશ્વર, અને મનુષ્ય, એ બે ખંડો તેમણે પૂરા કર્યા, અને પછી ઈશ્વર–મનુષ્ય એ ત્રીજા ખંડનો થોડો ભાગ જ લખી શક્યા  એ બાબત મૂળમાં ઉલ્લેખ છે

રોબર્ટ બ્રિજિસ (૧૮૮૪) અંગ્રેજ કવિ – નાટ્યકાર – નિબંધ ધંધે તે ડૉક્ટર હતો



૬. **બૌદ્ધસંઘનો પરિચય** : લેખક, અધ્યાપક ધર્માનંદ કોસમ્બી. કિં ૨-૦-૦

બૌદ્ધસંઘના નિયમો, ભિક્ષુ ભિક્ષુણીના કર્તવ્યો, સંઘવ્યવસ્થા તથા કેટલાક મહાન ભિક્ષુ ભિક્ષુણી, ઉપાસક-ઉપાસિકાના જીવનચરિત્રો નિરૂપતો ઉપયોગી ગ્રંથ

૭. **સમાધિમાર્ગ** : લેખક, અધ્યાપક ધર્માનંદ કોસમ્બી. કિં ૦-૮-૦

હઠયોગ કે પ્રાણાયામની સિદ્ધિરૂપ સમાધિની પ્રચલિત માન્યતાથી જુદી, તથા જનસમૂહનું હિત સાધે તેવી જે સત્‌પ્રવૃત્તિને બુદ્ધ ભગવાને સમાધિ માની હતી, તેનું નિરૂપણ કરતું પુસ્તક

૮. **अभिधम्मत्थसंगहो** [ મૂળ પાલિ પાઠ ] સંપાદક અધ્યાપક ધર્માનંદ કોસમ્બી કિં ૨-૦-૦

અનુરુદ્ધાચાર્યકૃત સુપ્રસિદ્ધ પાલિ ગ્રંથ, શરૂઆતમાં ગ્રંથને સમજવા માટે ગુજરાતીમાં મોટા ઉપોદ્‌ઘાત સાથે

૯. **अभिधानप्पदीपिका** [ પાલિ શબ્દકોશ ] સંપાદક મુનિ જિનવિજયજી કિં ૫-૦-૦

પાલિ ભાષાનો અમરકોશ જેવો ઉપયોગી કોશ એકાક્ષરી કોશ, વિભક્ત્યર્થ પ્રકરણ તથા અકારાદિ શબ્દાનુક્રમસહિત

પ્રાપ્તિસ્થાન -

નવજીવન કાર્યાલય,

અમદાવાદ અને મુંબઈ



# સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનાં બીજાં પુસ્તકો

**૧. કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ :** અનુ૦ નગીનદાસ પારેખ કિં. ૦–૧૪–૦.

આ પુસ્તકમાં આજની સંસ્કૃતિની ઊણપો અને તેમને ટાળવાના ઉપાયોની વ્યાપક ચર્ચા કરેલી છે. સર રાધાકૃષ્ણનનો ટૂંક જીવન-પરિચય તથા પુસ્તક સમજવામાં મદદરૂપ થાય તેવાં ટિપ્પણો ઉપરાંત શ્રી. કાકાસાહેબ કાલેલકરનો લખેલો વિસ્તૃત ઉપોદ્ઘાત પણ આપવામાં આવેલો છે.

**૨. જગતનો આવતી કાલનો પુરુષ :** [ 'World's Unborn Soul' ] અનુ૦ શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ. કિં. ૦–૧૨–૦.

ઇતિહાસ, સમાજવિદ્યા, ધર્મશાસ્ત્ર, અને તત્ત્વદર્શનને જીવનની સમગ્ર દૃષ્ટિએ વિચારતું આ વ્યાખ્યાન એક નવી જ ભાત પાડે છે. પુસ્તકની આખી ચર્ચાની પાછળ આપણા માનવજગતનો જે મહાન પ્રશ્ન – શાંતિસ્થાપનનો – છે, તે રહેલો છે. વ્યાખ્યાનમાં આવતા ઇતિહાસના સંદર્ભો વગેરે સમજાવવા મદદરૂપ થાય તેવા ટિપ્પણો, રાધાકૃષ્ણનનો પરિચય આપતો મોટો નિબંધ, તથા આચાર્ય આનંદશંકર ધ્રુવના આમુખ સાથે.

